# શ્રી મુનિસુન્દરસૂરિ.

લેખક : શ્રીયુત્ મોહનલાલ દલીચંદ દેશાઇ
B. A. LL. B. Advocate.

**પ્રસ્તાવઃ**—શ્રી **મુનિસુન્દરસૂરિનાં** માત-પિતા, જાતિ, જન્મસ્થાન હજી સુધી અજ્ઞાત રહ્યાં છે. સુભાગ્યે તેઓ જૈન શ્વેતામ્બર સંપ્રદાયના **તપગચ્છ**માં શ્રી **સોમસુન્દરસૂરિ**ના પટ્ટધર થયેલા હોઈ તે ગચ્છની ( ધર્મસાગર ઉપાધ્યાયકૃત તેમજ અન્ય) પટ્ટાવલીમાં તેમનાં જન્માદિ વર્ષો સાંપડે છેઃ—જન્મ સં. ૧૪૩૬, દીક્ષા સં. ૧૪૪૩, વાચક પદ સં. ૧૪૬૬, સૂરિપદ સં. ૧૪૭૮ (?૧૪૭૬), સ્વર્ગવાસ સં. ૧૫૦૩ કાર્તિક શુદિ ૧, જ્યારે **સોમસુન્દરસૂરિ**નાં જન્મવર્ષાદિ એમ છે કેઃ જન્મ સં. ૧૪૩૦ માઘ વદિ ૧૪ શુક્ર **પાલ્હણપુર**માં, દીક્ષા—વ્રત સં. ૧૪૩૭ પાલ્હણપુરમાં, વાચકપદ સં. ૧૪૫૦, સૂરિપદ સં. ૧૪૫૭, સ્વર્ગવાસ સં. ૧૪૯૯ ( જૈ. ગૂ. કવિઓ ૨, ૭૧૯ ) એટલે બંને સૂરિઓનો જીવનકાળ પ્રાયઃ સરખો છે—એકનું આયુષ્ય ૬૯ ને બીજાનું ૬૭ વર્ષ. એકની ૬ વર્ષની વય હતી ત્યારે બીજાનો જન્મ થાય છે અને એકના સ્વર્ગવાસ પછી ચાર વર્ષે બીજાનો દેહોત્સર્ગ થાય છે. એક ૭–૮ વર્ષની વયે મુનિ-દીક્ષા લે છે ત્યારે બીજો ત્યારપછી પ્રાયઃ છ વર્ષે ૭–૮ વર્ષની વયે જ સાધુવ્રત સ્વીકારે છે એકને વાચકપદ ૨૦ વર્ષની વયે મળે છે તો બીજાને ૩૦ વર્ષની વયે પ્રાપ્ત થાય છે. એકને સૂરિપદ ગચ્છ-નાયક **દેવસુંદરસૂરિ** સં. ૧૪૫૭ માં પાટણમાં **નરસિંહે** કરેલા ઉત્સવપૂર્વક આપે છે, ત્યારે બીજાને તે **સોમસુંદરસૂરિ** ગચ્છનાયક થયા પછી સં. ૧૪૭૮ માં વડનગરમાં દેવરાજે કરેલા ઉત્સવપુરઃસર સૂરિપદ અર્પે છે. એક સં. ૧૪૯૯ માં સ્વર્ગસ્થ થાય છે તો બીજા તે પછી પ્રાયઃ ચાર વર્ષ તેમના પટ્ટધરની ગાદી શોભાવી દેવલોક સિધાવે છે.

આમ લગભગ આખું વિક્રમનું પંદરમું શતક બંને સૂરિઓનું જીવન રોકે છે. **સોમસુંદરસૂરિએ** અનેક ભવ્ય જૈન મંદિરોની પ્રતિષ્ઠા, અનેકને વાચકપદ અને આચાર્યપદનું મહાન્ ઉત્સવપૂર્વક દાન, પુષ્કળને આપેલી દીક્ષા, જીર્ણ પુસ્તકોનો ઉદ્ધાર, લોકભાષામાં ગદ્યગ્રંથોની રચના આદિ ધર્મકૃત્યોથી જૈનધર્મ અને સાહિત્યની અનેક પ્રકારે સ્મરણીય સેવાઓ કરવામાં પાછી પાની કરી નથી. તેથી આ શતકને યા વાસ્તવિક રીતે સં. ૧૪૫૧ થી શરૂ થતાં અર્ધ શતકને ' **સોમસુન્દર યુગ** ' એ નામ આપી શકાય તેમ છે. (જુઓ મારો ' જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ,' વિભાગ પાંચમો.)

**ધાર્મિક સ્થિતિઃ**—આ વખતે જૈન ધર્મની સ્થિતિ શી હતી તેનો કંઇક ખ્યાલ મારો જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ જોવાથી આવશે. અન્ય ધર્મની સ્થિતિ જોતાં **રામાનંદ** અને કબીરના ઉપદેશ વૈષ્ણવ સંપ્રદાય—ભક્તિ સંપ્રદાય પર જબરી અસર કરી હતી. ' **રામાનંદજી** આખા ઉત્તર હિંન્દુસ્થાનમાં ચાલતી દેશ ભાષામાં **રામ—સીતા**નાં નામનો મહિમા જગાવે છે તથા વર્ણભેદ સર્વથા તજી દે છે એમના મુખ્ય શિષ્યોમાં બાર પુરુષ વિવિધ વર્ણના અને એક સ્ત્રી છે; એમાં કબીર (વણકર); **પીપો** (રજપૂત), **સેનો** (હજામ), ધનો (જાટ), **રાઇદાસ** (ચમાર) અને **પદ્માવતી**નાં નામ વિશેષ પ્રસિદ્ધ છે. કબીરજી—કબીર સાહેબને જ્ઞાન અને જ્ઞાનથી પ્રકાશિત થએલી ભક્તિ સિવાય કાંઈ જ ગમતું નથી. હિન્દુઓમાં તેમજ મુસલમાનોમાં ધર્મને નામે ચાલતી ક્રિયાઓને અને દુકાનદારીઓને એ સખ્ત શબ્દમાં નિન્દે છે. મૂર્તિપૂજા, સ્નાન, વ્રત, જપ, તપ વગેરે કર્મકાંડની પ્રક્રિયાઓનું તથા કાજી અને આચાર્યોના મિથ્યાજ્ઞાનનું ખંડન કરે છે અને 'રામ' અને 'રહીમ' હિન્દુ અને મુસલમાન બંનેનો ઇશ્વર એક જ છે એમ પ્રતિપાદન

કરે છે. એમના વિશાળ ઉપદેશને લીધે હિંદુ અને મુસલમાન બંને કેમીરજીને પોતાના તરીકે માને છે.' (જુઓ આચાર્યશ્રી આનંદશંકરનો હિન્દુ વેદધર્મ નામનો શિક્ષણોપયોગી ગ્રંથ)

**રાજકીય સ્થિતિ**—જિનપ્રભસૂરિ વિવિધ-તીર્થકલ્પ(સિંધી જૈન ગ્રંથમાલા)ના પૃ ૩૦ માં જણાવે છે કે 'વિક્રમ સંવત્ ૧૩૫૬માં અલ્લાઉ-દ્દીન સુલતાનનો કનિષ્ઠ ભ્રાતા નામે ઉલૂખાને દિલ્હી-માંથી મંત્રી માધવથી પ્રેરાઈને ગૂર્જરધરામાં પ્રવેશ કર્યો. ચિતોડના રાણા સમરસિંહે દંડ દઈ મેવાડ દેશને બચાવ્યો. પછી તે હમ્મીરનો યુવરાજ વાગડ દેશના મુહડાસય આદિ નગરો ભાંગીને આસાવલમાં આવ્યો. ગુજરાતનો રાજા કર્ણદેવ નાઠો. સોમનાથ-ને ઘણના ઘાથી ભાંગીને ગર્દભ પર રાખીને દિલ્હીમાં દાખલ કર્યા. વળી વણથલીએ જઈ મંડ-લિક રાણાને દંડીને સોરઠમાં નિજ આણ પ્રવર્તાવી આસાવલમાં પડાવ નાંખ્યો. મઠ, મંદિર, દેવાલય આદિ બાળતા હતા.'[1] આ રીતે મુસલમાનોની ગુજ-રાતમાં આણ પ્રવર્તી. રાજપૂતોનું રાજ્ય ગયું. પ્રાચીન ગુજરાતનું છેલ્લું પ્રકરણ પૂરું થયું.

અલ્લાઉદ્દીન સંબંધી કંઈક વિશેષ વર્ણન માટે જુઓ નાભિનંદનોદ્ધાર પ્રબંધ, પ્રસ્તાવ ૩, શ્લોક ૧ થી ૯ તેણે ગુજરાતનું આધિપત્ય અલપખાન નામના સૂબાને સોંપ્યું હતું કે જેણે ઓસવાલ સમરસિંહને શત્રુંજય તીર્થ કે જેના મૂલનાયક શ્રી આદિનાથની મૂર્તિનો ભંગ મ્લેચ્છોનાં સૈન્યોએ કર્યો હતો તેનો ઉદ્ધાર કરવાનું આજ્ઞાપત્ર-ફરમાન આપ્યું હતું જુઓ તે જ ગ્રંથનો ત્રીજો પ્રસ્તાવ. આ રીતે દિલ્હીના સુલતાનો વખતોવખત પોતાના તરફથી સૂબાઓ નીમી ગુજરાતનો વહીવટ કરતા હતા. તેમ એકસો વર્ષ સુધી ચાલ્યું.

આવા સૂબાઓ—હાકેમો જ રાજના ખરા ધણી હતા છેલ્લો સૂબો ઝફરખાન (બીજો) હતો. તેના બાપ વિષે એમ કહેવાય છે કે તે ટાંક જાતનો રજપૂત હતો તેનું નામ સાહારણ હતું ને તેના ભાઈનું નામ સાધુ હતું ફિરોઝ તઘલખ દિલ્હીની ગાદીએ બેઠો તે પહેલાં એક વખત પંજાબમાં શિકાર કરવા જતાં ભૂલો પડીને ટાંક રજપૂતોના થાનેસર પાસેના એક ગામમાં જઈ ચડ્યો. ત્યાં ઉક્ત બંને ભાઈઓએ તેનો ઘણો આદરસત્કાર કર્યો, ને પછી તે મહેમા-નની ખરી પીછાન થતાં પોતાની બહેનને તેની સાથે પરણાવી અને મહેમાનનો પૂરો લાભ લેવાનું ચાલુ રાખ્યું. ફિરોઝ તઘલખે સમજાવી બંનેને ઇસ્લામી કરી વજિર-ઉલ્-મુલ્ક અને શમશેરખાનનાં નામ આપ્યાં તે ગાદી પર આવ્યો ત્યારે તો બંનેની સત્તા વધારી દીધી. શમશેરખાન અને વજિર-ઉલ્-મુલ્કના દીકરા ઝફરખાનને પોતાના જામ-પ્યાલા ધરનારા કરી અમીર બનાવ્યા. પછી સને ૧૩૯૧-વિ સં. ૧૪૪૭ માં ઝફરખાનને ગુજરાતનો સૂબો બનાવી અગાઉના આપ અખત્યાર થયેલા રાસ્તિ-ખાન નામના સૂબાને પાછો મોકલવા, ને તે ન માને તો હાંકી કાઢવા ગુજરાત કે જ્યાં બાડું બખેડા જાગ્યા હતા ત્યાં શાંતિ સ્થાપવા મોકલ્યો.

હિન્દુ રજપૂતમાંથી વટલી મુસ્લીમ થનાર પિતાના આ પુત્ર ઝફરખાનને ગુજરાતના માલેક જેવી પદવી મળી એટલે શી બાકી રહે? વટલેલમાં કટ્ટરતા, ઝનૂનીપણું, ઉગ્રતા વિશેષ હોય છે ને તે વંશપરંપરા વિશેષ ને વિશેષ પ્રમાણમાં દેખા દે છે.

---

[1] अह तेरसय-छप्पन्ने विक्कमवरिसे (१३५६) अल्लावदीणसुरत्ताणस्स कणिट्ठो भाया उलूखाननाम धिज्जो ढिल्लीपुराओ मंति माहवपेरिओ गुज्जरधरं पट्ठिओ । चित्तकूडाहिवइ समरसीहेण दंडं दाउं मेवाडदेसो तया रक्खिओ । तओ हम्मीरजुवराओ वग्गडदेसं मुहडासयाइ नयराणि य भंजिऊ आसावल्लीए पत्तो । कण्णदेवराया अ नट्ठो । सोम-नाहं च घणघाएण भंजिऊण गड्डए रोविऊण ढिल्लीए पेसेइ । पुणो वामणथलीए गंतु मंडलिक-रायं दंडित्ता सोरठे निअआणं पवट्टाविता आसावल्लीए आवासिओ । मठ-मंदिरदेउलाईणि पज्जालेइ ।

—जिनप्रभसूरिकृत विविधतीर्थकल्पे पृ. ३०

## ચોવીશ તીર્થંકરનું સ્તવન

(કર્તા-મુનિશ્રી લક્ષ્મીસાગરજી મહારાજ)

મીઠા લાગ્યા છે મને આજના ઉજાગરા-એ રાગ

પહેલા **રીખવદેવ** બીજા **અજીતનાથ**,
ત્રીજા **સંભવનાથ** દેવ રે;
ચારિત્રધર્મની ઉપાસના.

પ્યારી છે વીરની ઉપાસના,
પહોંચ્યા છે મુક્તિના દ્વારમાં.

ચોથા **અભિનંદન** પાંચમા **સુમતિનાથ**,
છઠ્ઠા **પદ્મપ્રભુ** દેવ રે;
ચારિત્રધર્મની ઉપાસના.

સાતમા **સુપાર્શ્વનાથ** આઠમા **ચંદ્રપ્રભુ**,
નવમા **સુવિધિનાથ** દેવ રે;
ચારિત્રધર્મની ઉપાસના.

દશમા **શીતલનાથ** અગીયારમા **શ્રેયાંસનાથ**,
બારમા **વાસુપૂજ્ય** સ્વામી રે;
ચારિત્રધર્મની ઉપાસના.

તેરમા **વિમલનાથ** ચૌદમા **અનંતનાથ**,
પંદરમા **ધર્મનાથ** દેવ રે;
ચારિત્રધર્મની ઉપાસના.

સોળમા **શાંતિનાથ** સત્તરમા **કુંથુનાથ**,
અઢારમા **અરનાથ** દેવ રે;
ચારિત્રધર્મની ઉપાસના.

ઓગણીસમા **મલ્લિનાથ** વીશમા **મુનિસુવ્રતનાથ**,
એકવીશમા **નમિનાથ** દેવ રે;
ચારિત્રધર્મની ઉપાસના.

બાવીશમા **નેમિનાથ** ત્રેવીશમા **પાર્શ્વનાથ**,
ચોવીશમા **મહાવીર** દેવ રે;
ચારિત્રધર્મની ઉપાસના.

"**લક્ષ્મીસાગર**" નમે ચોવીશ જિણંદને,
**અજિતપદને** કાજ રે;
ચારિત્રધર્મની ઉપાસના.

ઝફરખાન **નાગોર** પાસેથી પસાર થતાં ખંભાતના લોકોના પ્રતિનિધિ મંડળે મળી **રાસ્તિખાન**ના જુલમોની ફરિયાદ કરી. તેને દિલાસો આપી પોતે **પાટણ** આવી ત્યાંથી **રાસ્તિખાન** સામે ચડી તેને હરાવ્યો ને મારી નાંખ્યો. પછી ખંભાત જઈ ત્યાંના લોકોની ફરિયાદો દૂર કરી શાંતિ સ્થાપી.

ત્રીજે વર્ષે સને ૧૩૯૩-સં. ૧૪૪૯માં ઇડરના રાવ પાસેથી, અને પછીના વર્ષે જુનાગઢ પાસેથી ખંડણી લીધી. **સોમનાથ** જઇને તે હિન્દુઓનું મંદિર તોડયું ને ત્યાં જુમામસીદ બાંધી તથા થાણું થાપ્યું. **માંડુ** પર-જતાં તે ગઢ ન જીતાયો. **અજમેર** મુસ્લિમ યાત્રા કરી સાંભર, દંડવાણાના રાજા સામે જઇ પછી દેલવાડા અને ઝાલાવાડના રજપૂતો પર હલ્લો કરી તેમને હરાવી **પાટણ** સને ૧૩૯૬-સં. ૧૪૫૨માં આવ્યો. ઇડરનો ગઢ જીતવા જતાં ત્યાંના રાજા રાવ રણમલ્લ સાથે લડાઇ સને ૧૩૯૭(સં. ૧૪૫૪)માં થઇ. ને તૈમૂરની ફતેહની ખબર સંભળાઇ. પુરી ફાવટ આવી નહિ; એટલે **રણમલ્લ** સાથે સંધિ કરી તેને **પાટણ** પાછા ફરવું પડયું. પછીના વર્ષમાં **સોમનાથ**ના લોકો સ્વતંત્ર થવા માગે છે એમ ખબર મળતાં લશ્કર લઇ જઇ, તેમને હરાવી ઇસ્લામ ધર્મને દૃઢ પાયા પર મૂકયો. પાંચમે વર્ષે પોતાના પુત્રને સુલતાન બનાવ્યો ને તેણે કર્ણાવતી-આસાવલને રાજધાની કરી. પણ તે ટૂંક વખતમાં મરણ પામતાં ઝફરખાને પોતે સુલતાન બની **મુઝફ્ફરશાહ** નામ રાખ્યું. સને ૧૪૦૭ (સં. ૧૪૬૩); પછી સને ૧૪૧૦-૧૧ (સં. ૧૪૬૬-૭)માં કહેવાય છે કે તેના પૌત્ર અહમદશાહે આપેલ ઝેરથી તે અકાળે મરણ પામ્યો ને તે અહમદશાહે ગાદીએ બેસી સને ૧૪૧૨માં (સં. ૧૪૬૮ વૈશાખ વદિ ૩ રવિ દિને) આસાવલનું નામ બદલી અહમદાવાદ (હાલનું અમદાવાદ) રાખ્યું ને પછી એને વધારવા તથા મજબૂત કરવા માંડયું. પહેલાં બંડો જાગ્યાં, પણ તે બધાંને દાબી દઇ, જે જે તેની સામે થયા તેને જેર કરી તેણે પોતાની સત્તા ખૂબ જમાવી. તે બહાદૂર લડવૈયો

હતો. ઈડર, ચાંપાનેર, સંખેડા, માંડુ, મોડાસા, જુનાગઢ વગેરે શહેરો પર ચઢાઈ કરી સર્વત્ર પોતાની આણ વર્તાવી તે સને ૧૪૫૯( સં ૧૫૧૩ )મા મૃત્યુ પામ્યો. આમ વિક્રમ પદરમા શતકમા ગુજરાતની રાજકીય સ્થિતિ હતી.

મેવાડમા ખેતો મહારાણો સ. ૧૪૨૧મા ચિતોડની ગાદીએ બેઠો. તે વીર પ્રકૃતિનો હોઈ અનેક લડાઈઓ લડ્યો ( ચિત્રકૂટ પ્રશસ્તિ. શ્લો. ૧૦ ). તેણે મંડલગઢ તોડ્યો; માલવાના યવન રાજા અમીશાહને જીત્યો. પછી લાખો રાણો સ. ૧૪૩૯મા ગાદીએ આવ્યો. ( ચિ. પ્ર. શ્લો. ૧૧ ) તે સ. ૧૪૭૫ સુધી હયાત જરૂર હતો. તેના પછી મોકલ નામનો રાણો થયો. (ચિ. પ્ર. શ્લો. ૧૨ થી ૧૭) પછી તેનો પુત્ર કુંભકર્ણ–કુંભો રાણો સ. ૧૪૯૦મા ચિતોડના રાજસિંહાસને વિરાજ્યો અને 'હિન્દુ સુરત્રાણ' એટલે હિંદુ બાદશાહ આદિ બિરુદોને સાર્થક કરતો મહાપ્રતાપી ને પરાક્રમી સાથે દાની ને વિદ્વાન પ્રજાપ્રિય રાજા તરીકે રાજ્ય કરી, અનેક ગઢોને જીતી મેવાડને મહારાજ્ય બનાવી પોતાના પુત્ર ઉદાને હાથે અકાળે સ. ૧૫૨૫મા મૃત્યુ પામ્યો. જૂની શિરોહી સં. ૧૪૬૨મા દેવડા રાવ શિવભાણે વસાવીને ત્યા રાજધાની કરી, પછી તેના પુત્ર સહસ્રમલ્લે સ. ૧૪૮૨મા નવી શિરોહી વસાવી ત્યા રાજ્યગાદી સ્થાપી ઇડરમા આ વખતે રણમલરાજા (સોમસૌભાગ્ય ૬, શ્લો. ૪; ક્રિયારત્નસમુચ્ચય પ્રશસ્તિ શ્લો. ૨, પીટર્સન રિપોર્ટ ૬, પૃ ૧૭ ) અને તે પછી તેના પુત્ર પુંજ–પુંજો રાજ્ય કરતો હતો. જુએ સોમસૌભાગ્ય ૬, શ્લો ૬ ને ૭ કે જેમા જણાવ્યુ છે કે "જે શ્રી પુંજ રાજાએ રણભૂમિમા પોતાની ભુજાના બળથી બાદશાહી રાજસેનાનો નાશ કર્યો હતો તેથી 'વીરાધિવીર ' એવુ ઉજ્જવળ બિરદ મેળવ્યું હતુ"—આ બાદશાહી સેના ઉપર્યુક્ત ગુજરાતના સુલતાન અહમદશાહની હોવી ઘટે. તેને આ પુંજોરાવ બહુ જ હેરાન કરતો ઘણી વખત તે ઇડર પર લશ્કર લઈ ગયો. પણ રાવ હાથમા ન આવતો અને પાસેના પર્વતોમા સહીસલામત રહેતો. આથી તે રાવને આજી નાખવા અને હીલચાલને કાયમ બંધ રાખવા અહમદશાહે ઇડરની દક્ષિણ–પશ્ચિમે ૧૮ માઇલ દૂર હાથમતી નદીના કાંઠે એક કિલ્લો બાંધી તેનુ નામ અહમદનગર રાખ્યું– સને ૧૪૨૭–૨૮ ( સ. ૧૪૮૩–૮૪ ) અને ત્યા ટંકશાળ સ્થાપી પોતાના સિક્કા પાડયા. રાવ પુંજો સં. ૧૪૮૪મા મરણ પામ્યો.

ચાંપાનેર–પાવાગઢમા જયસિંહ નામનો રાજા હતો. તે ગઢ પર ઉક્ત અહમદશાહે સને ૧૪૧૮ (સ ૧૪૭૪)મા ચડાઈ કરી, પણ તે તેને લઈ ન શક્યો–આસપાસનો પ્રદેશ ખેદાનમેદાન કર્યો. સને ૧૪૮૨ થી ૮૪ (સં. ૧૫૩૮ થી ૪૦) એ બે વર્ષ તે ગઢને જીતવા મહમદ બેગડાએ ગાળ્યા અને આખરે લીધો ને ત્યા મુસ્લીમ રાજ્ય થયુ.

સૌરાષ્ટ્રમા જોઇએ તો સ. ૧૪૫૪ મા ઉક્ત ઝફરખાને કાઠા પરના સ્થાનિક ઠાકોરોના પરાભવ કરી સોમનાથનુ દહેરું ત્રીજી વખત નાશ કર્યું. એક સોરઠમા અને બીજો માંગરોળમા એમ બે મુસલમાન હાકેમ નીમ્યા સોરઠનુ થાણુ સોમનાથ પાટણમા હતુ. સ ૧૪૭૦મા ઉક્ત અહમદશાહે જુનાગઢના ચૂડાસમા રા. મેલકને વણથલી પાસે હરાવ્યો. જુનાગઢ પાસેથી ખંડણી લીધી, ઝાલા રજપુતો અને ગોહિલોને પણ પોતાના ખંડિયા કર્યા. રા. મેલક પછી જયસિંહ ( લેખ સ. ૧૪૭૩ ) ને મહિપાલ ( લેખ સ. ૧૪૮૮, સ. ૧૪૯૫), પછી રા. મંડલિક સ.૧૫૦૭મા જુનાગઢની ગાદીએ આવ્યો.

ઉપરોક્ત પરિસ્થિતિમા જૈનોની પ્રવૃત્તિ કેવી હતી તે હવે પછી જણાવીશુ.

(ચાલુ)




## પાણીની રેલમછેલ-દૈવી ચમત્કાર.

ન્યાયામ્ભોનિધિ જૈનાચાર્ય શ્રીમદ્વિજયાનંદ સૂરીશ્વરજી (આત્મારામજી) મહારાજ સં. ૧૯૫૨ના વૈશાખ સુદિ પુનમની સનખતરામાં પ્રતિષ્ઠા કરાવી ગુજરાંવાલા પધારતાં પસરૂર પધાર્યા. પસરૂરમાં દેવપૂજક જૈન કોઇ નહિ હોવાથી તેમજ બધા સ્થાનકવાસીઓના ઘરો હોવાથી ઉકાળેલું પાણી ન મળવાથી પંજાબની સખ્ત ગરમીમાં બપોર પછી વિહાર કરવો પડયો હતો. તે વખતે દૈવકોપથી કહો કે કુદરતના બળે કહો યા પસરૂરના અસદ્ભાગ્યે કહો, ગમે તે કારણે પસરૂરના કુવાઓનું પાણી સૂકાઇ ગયું અર્થાત્ પાણી ઓછું થઇ ગયું, જેથી લોકોને પાણી માટે સહન કરવું પડતું હતું. પણ પસરૂરના સદ્ભાગ્યે ૪૬ વર્ષ પછી આ વર્ષે એઓશ્રીજીના પટ્ટપ્રભાવક પંજાબકેશરી અજ્ઞાનતિમિરતરણિ કલિકાલકલ્પતરુ આચાર્ય શ્રીમદ્વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજના શુભાગમનથી પસરૂરના કુવાઓનું પાણી પાછું ઉભરાઇ ગયું છે-પાણીની રેલમછેલ થઇ ગઇ છે. લોકોને પાણીનું દુઃખ દૂર થયું અને શાસનનો મહિમા થયો. આ પણ એક દૈવી ચમત્કાર જ કહેવાયને ?

તા. ૧૮-૭-૪૧ના દિવસે બપોરે પસરૂરનિવાસી લાલા કસ્તૂરીલાલજી આચાર્યશ્રીજીના દર્શનાર્થે આવ્યા અને ઘણા ભાઇઓની સમક્ષ આ વાત કહી સંભળાવી.

ગુરુદેવ! આપનું અમારા નગર(પસરૂર)માં એવી કોઇ શુભ પળે પધારવું થયું. કે જેથી અમોને વર્ષોથી પાણીનું દુઃખ વેઠવું પડતું હતું તે મટી ગયું છે. આપશ્રીજીના શુભાગમનના દિવસે રાત્રિની સભામાં શ્રી આત્માનંદ જૈન ગુરુકુળના અધિષ્ઠાતા શ્રી અનંતરામજી વકીલે બુલંદ અવાજે ભાષણ આપતાં જણાવ્યું હતું કે આપણા સદ્ભાગ્ય છે કે આપણા નગરમાં આવા ઉચ્ચ કોટિના મહાત્માનું પધારવું થયું છે. આપણે સૌએ જે અપૂર્વ સ્વાગત કર્યું છે, જે ભાવભક્તિ કરી છે, એના પ્રતાપે આચાર્યશ્રીજીની સુકૃપાથી પાણીનું જે દુઃખ છે તે હવે દૂર થઇ જશે, અર્થાત્ ૪૬ વર્ષ પૂર્વે જ્યારે મોટા ગુરુમહારાજ ન્યાયામ્ભોનિધિ જૈનાચાર્ય શ્રીમદ્વિજયાનંદસૂરીશ્વરજી (આત્મારામજી) મહારાજ અહીં પધાર્યા હતા ત્યારે એઓને ગરમ પાણી ન મળવાથી જેઠ મહિનાની સખત ગરમીમાં બપોર પછી વિહાર કરવો પડયો હતો. તે વખતે આપણા અસદ્ભાગ્યે કે દૈવના કોપથી કુવાઓનું પાણી સૂકાઈ ગયું હતું-ઓછું થઈ ગયું હતું, તે હવે આચાર્ય ભગવાનની કૃપાથી પાછું આવી જશે-પાણીની રેલમછેલ થઈ જશે એમ મને મારો આત્મા સાક્ષી આપી રહેલ છે. ગુરુદેવ! અધિષ્ઠાતાજીના આ વચનો સત્ય પડયા છે. કુવાઓમાં પાણી પુષ્કળ આવી ગયું છે. અમારા અજૈન બંધુઓ કહી રહ્યા છે કે આ બધો પ્રતાપ એ મહાપુરુષનો જ છે.

## પંજાબ સમાચાર.

પંજાબકેશરી આચાર્યવર્ય શ્રીમદ્વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજ પોતાની પંન્યાસ સમુદ્રવિજયજી આદિ શિષ્યમંડળી સાથે શીયાલકોટ શહેરમા ચાતુર્માસ બિરાજવાથી જૈનધર્મની સારી પ્રગતિ થઇ રહી છે.

આચાર્યશ્રીજી દરરોજ શ્રી આત્માનંદ જૈન ભુવનમા જૈનધર્મ, મૂર્તિમંડન, પ્રભુપૂજા, માસત્યાગ, ગૃહસ્થોનું કર્ત્તવ્યાદિ વિવિધ વિષયો પર જોરદાર વ્યાખ્યાનો આપી જ્ઞાનામૃતનો પ્રવાહ વહેવડાવી રહેલ છે. એનો લાભ દેવપૂજક જૈનો ઉપરાત બ્રાહ્મણ, ક્ષત્રિ, શીખ, ઇસાઇ, મુસલમાન વિગેરે વિગેરે ખૂબ ઉઠાવી રહેલ છે.

બહારગામોથી ભક્તગણ પણ અવારનવાર દર્શનાર્થે આવી લાભ ઉઠાવી રહેલ છે.

વિઘ્નસંતોષીઓ વ્યાખ્યાન આદિમા વિઘ્નો નાખવા મથે છે, પણ એ બિચારાઓનું કઇ ચાલતું નથી. વિઘ્નસંતોષીઓ આ ઐકયના સમયમા પણ અનૈકય કરવા ચૂકતા નથી એ આશ્ચર્યની વાત છે. ગમે તેમ કરે પણ હવે સ્યાલકોટ શહેરમાં જૈન ધર્મનો વિજયવાવટો સદૈવ ફરકતો રહેશે એ નિસશય વાત છે

રાયસાહેબ લાલા કર્મચંદજી અગ્રવાલ ઓનરરી માજીસ્ટ્રેટ, લાલા ભગવાનદાસજી અગ્રવાલ વિગેરે ઘણા ભાઇઓ દૂર રહેવા છતા વ્યાખ્યાનના સમય પહેલા જ આવી પોતપોતાનુ સ્થાન સભાળી લે છે।

## બધારણ સમિતિ.

શ્રી આત્માનંદ જૈન સભા ( મુંબઇ )ની સ્થાપના ગયા ચૈત્ર સુદ ૧ ના રોજ મુબઇ મા થઈ ગઇ છે. હીરાચંદભાઇ મલબારી તથા શાહ વાડીલાલ જેઠાલાલ તેના સેક્રેટરીઓ ચૂટાયા છે. આ સંસ્થાની શેઠ ફૂલચદભાઇ શામજીના પ્રમુખપણા નીચે એક મીટિંગ અશાડ વદિ ૧૧ ના રોજ શેઠ મોતીલાલ મળજીની પેઢી ઉપર મળી હતી. જેમા થયેલ કાર્યોનો રિપોર્ટ જણાવવા પછી તેના ઉદ્દેશની પત્રિકા વાંચી સંભળાવી હતી. છેવટે ૧ મોતીચંદ ગિરધરલાલ કાપડીયા સોલીસીટર, ૨ શેઠ ફુલચંદભાઇ શામજી, ૩ શેઠ લલ્લુભાઇ કરમચદ ૪ મોહનલાલ દીપચદ ચોકસી તથા ૫ હીરાભાઇ રામચદ મલબારી એ પાંચ ભાઇઓની બધારણ સમિતિ નિમવામાં આવી હતી અને સભ્યોના પ્રકારોની હકિકત નક્કી કરી હતી.

# સ્વીકાર અને સમાલોચના

## લેખસંગ્રહ ભા. ૫ મો.

સદ્ગુણાનુરાગી શ્રી કર્પૂરવિજયજી મહારાજશ્રીના શ્રી આત્માનંદ પ્રકાશ માસિકમા આવેલા લેખોનો આ સગ્રહ છે જે મનનપૂર્વક વાચવા લાયક છે. પ્રકાશક શ્રી કર્પૂરવિજયજી સ્મારક સમિતિ–મુબઇ. કિંમત પાચ આના

## સાભાર સ્વીકાર

૧. શ્રીયશોવિજયજી જૈન ગુરુકુલ–પાલીતાણાનો સં. ૧૯૯૬ની સાલનો ત્રેવીસમો વાર્ષિક રિપોર્ટ તથા હિસાબ મળેલ છે

૨. શ્રી જૈન બાળ વિદ્યાર્થી ભુવન તથા શ્રી જૈન વિદ્યાર્થી કેળવણી ફંડનો સં. ૧૯૯૫ની સાલનો રિપોર્ટ હિસાબ તથા શ્રી જૈન યુવક મંડળ ભાવનગરનો સં. ૧૯૯૩ થી ૧૯૯૭ ના ફાગણ વદિ ૩ સુધીનો અહેવાલ તથા હિસાબ મળેલ છે.

૩. શ્રી તળાજા વર્ધમાન તપખાતાનો સં. ૧૯૯૫ ના કારતક શુદિ ૧ થી સં. ૧૯૯૭ ના ચૈત્ર વદિ ૩૦ સુધીનો રિપોર્ટ મળ્યો છે. તીર્થક્ષેત્રમાં વર્ધમાન તપ ખાતું વ્યવસ્થિત ચાલે અને તેનો લાભ જૈન બંધુઓ અને બહેનો લે તે પ્રશંસનીય છે.

### "શ્રી આત્માનંદ પ્રકાશ" માસિકનું ૩૯ મું વર્ષ શરૂ થતાં મુનિમહારાજાઓ તરફથી મળેલ શુભ આશીર્વાદો.

જે હિન્દુસ્તાન અને પાશ્ચિમાત્ય દેશોમાં જૈન ધર્મનો વિજયડંકો વગાડી ગયા છે, હજારો ભવ્ય જીવોને સન્માર્ગમાં જોડી ગયા છે, મોટા મોટા તાત્ત્વિક ગ્રંથરત્નો રચી સાહિત્યનો ખજાનો જૈન સમાજને સુપ્રત કરી ગયેલ છે, ગગનચુમ્બી દહેરાસરો બંધાવી પોતાના કીર્ત્તિસ્તંભો ઊભા કરી ગયા છે, તે મહાપ્રભાવિક ન્યાયામ્ભોનિધિ જૈનાચાર્ય શ્રીમદ્વિજયાનંદસૂરીશ્વર( આત્મારામ )જી મહારાજના સ્મરણાર્થે એઓશ્રીજીના શુભ નામથી પ્રસિદ્ધ થતું આત્માને આનંદ અર્પણ કરનાર શ્રી આત્મા-આનંદ-પ્રકાશ આત્માનંદ પ્રકાશ ૩૮ વર્ષ વિવિધ વિષયોના લેખોથી જૈન સમાજની સેવા કરી, જૈન સમાજના આત્માને આનંદ આપી, ૩૯ વર્ષમાં પ્રવેશ કરે છે, તે જાણી મારા આત્માને અનહદ આનંદ થાય છે. એ મહાપુરુષની સુકૃપાથી આ **આત્માનંદ પ્રકાશ** ચિરકાળ સુધી જયવંતુ વર્તે અને સાંસારિક આત્માઓને આનંદ પહોંચાડતું રહે એ જ શુભાકાંક્ષા.

**પંજાબકેશરી અજ્ઞાનતિમિરતરણિ કલિકાલકલ્પતરુ આચાર્ય શ્રીમદ્વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજના પ્રશિષ્ય પં. સમુદ્રવિજયજી ગણિ-સ્યાલકોટ સિટી,**

❧

"આત્માનંદ પ્રકાશ" પોતાના માસિકના ૩૯ મા વર્ષમાં પ્રવેશે છે જાણી આનંદ. સભાએ સુંદર અણમોલ પુસ્તકો સુંદર રીતે, નવીન અને આકર્ષક પદ્ધતિએ પ્રકાશિત કરી જૈન સંઘની મહાન્ સેવા બજાવી છે. આત્માનંદ પ્રકાશ પણ બાહ્ય અને અભ્યંતરથી જૈન સંઘને પ્રકાશ આપે એ જ શુભેચ્છા.

**મુનિ દર્શનવિજયજી**—અમદાવાદ.

❧

Congratulation for happy new year of Atmanand Prakash.

**Muni Shree Hemendrasagar.**

---

## અભિનંદન

લે૦ મુનિ હેમેન્દ્રસાગર.

( હરિગીત )

**આત્માતણા આનંદની,**
**લહરી જગાવી જૈનમાં,**
**સાસ્કાર આપ્યા દિવ્ય,**
**વળી ચેતન જગાડ્યું જૈનમાં;**
**તપત્યાગના સૂત્રોથકી,**
**સાધુત્વને દઢતર કર્યું,**
**ગ્રંથો પ્રગટ કીધા મનોહર,**
**સર્વમાં ગૌરવ ભર્યું. ૧**

**કીર્ત્તિ જિનેશ્વર ધર્મની,**
**દિશ દિશ વિષે પ્રસરી રહી;**
**તેની પ્રભા સાત્ત્વિક રૂડી,**
**વ્યાપી ભવિ ઉરની મહીં;**
**મંગલ ગીતો આનંદ,**
**ધ્વનિનાં ગૃહગૃહે ગાજીરહો,**
**અભિનંદનો સત્કાર્ય યોજી,**
**સર્વનાં હોંશે ગ્રહો. ૨**

**નૂતન ઉષા શોભી રહી,**
**આ નવ્ય વર્ષે પત્રની,***
**પ્રતિવર્ષ થાઓ ઉન્નતિ,**
**આ ભવ્ય અક્ષર-સત્રની;**
**બુદ્ધિબળે આગળ વધો,**
**હોંશે અજિત સિદ્ધિ વરો,**
**હેમેન્દ્ર દે આશિષ શુભ,**
**જિનચરણ ભજી ભવને તરો. ૩**

અનુષ્ટુપ્.

**આનંદે વિજયી થાઓ, આત્માનંદ સભા સદા;**
**આત્માનંદ પ્રકાશેથી, પામો ઉન્નતિ સર્વદા.**

* આત્માનંદ પ્રકાશ.





પુસ્તક : ૩૮ મું. આત્મ- સં. ૪૬ : વીર સં. ૨૪૬૭ : આશ્વિન :
અંક : ૩ જો : વિક્રમ સં. ૧૯૯૭ : ઓકટોબર :


સંપત્તિવાનને સંબોધનાર્થે

## सागरान्योक्ति ( अनुष्टुप )

કોઇ એક મુસાફરને સમુદ્રના કિનારા પર તરસથી અતિ વ્યાકુળ સ્થિતિમાં જ્યાં ત્યાં દોડતો, તથા કયાંઇ કૂવો છે? કયાંઇ વાવ છે? કયાંઇ વીરડો છે? એમ બોલતો જોઇ કોઇ વિદ્વાન કવિ એ જ વખતે નીચેના શ્લોકથી સાગરને કહે છે કે—

वातोल्लासित कल्लोल-धिक्ते सागर गर्जितम् ।
यस्य तीरे तृषाक्रान्त-पान्थः पृच्छति वापिकाम् ॥ १ ॥

હો સાગર ! ! તને શું કહું ? પવનના ઝપાટાથી આ તારા તરંગો-મોજાંઓ-વડે તું હુડુડાટ કરતી ગર્જનાઓ કરી રહ્યો છે, તે તને શરમ નથી આવતી ? આ જો ! તારા કિનારા પર જ આ તરસ્યો મુસાફર પાણી માટે તરફડી રહ્યો છે, નાનાં નાનાં બીજા નવાણો શોધી રહ્યો છે, તો હે ક્ષારાબ્ધિ ! તારી સમૃદ્ધિ( અગાધ જળરૂપી )ને ધિક્કાર છે ! તું કયા હિસાબે ગર્જી રહ્યો છો, શરમ છે ! પુનઃ શરમ છે ! !

પણ તારૂં બધું વર્તન જ અવિવેકભર્યું હું દેખી રહ્યો છું. કેમકે—

अधः करोषि रत्नानि–मूर्ध्ना धारयसे तृणम् ।
दोषस्तवैव जलधे, " रत्नं रत्नं तृणम् तृणम् " ॥

તું હંમેશા જ મહામૂલાં–મોંઘાં રત્નોને ઠેઠ તારે તળીએ ( નીચેમાં નીચે ) સ્થાન આપે છે અને ઘાસનાં તણખલાંને તારા માથા પર રાખે છે ! ! ! કેવો તારો અજબ અવિવેક ! પણ તારે ખચિત યાદ રાખવું કે ( क्रय–विक्रयवेलायाम् ) રત્ન તે રત્નની કિંમતમાં અને તૃણ તે તૃણની કિંમતમાં જ ગણાવાનું. પણ તારો અવિવેક તો અક્ષમ્ય ! ! !

આત્માના આનંદને પ્રકાશિત કરનાર આ માસિક પત્રના વિવેકી સુજ્ઞ વાચક-બન્ધુઓ ! આ અન્યોક્તિ, આ જગતમાં જેઓ સંપત્તિ–સમૃધ્ધિથી સંપન્ન છે, છતાં જેઓ પોતાની વિભૂતિનો સદુપયોગ નથી કરી શકતા, તેઓને સર્વાંશે બોધનીય છે. સંપત્તિ પ્રાપ્ત થયાથી કાંઇ કૃતકૃત્ય થવાતું નથી પણ એ સમૃધ્ધિના પારમાર્થિક, ધાર્મિક, સમાજહિતકારક કે દયાપાત્ર અનાથ–અપંગો, સાર્વજનિક સુખાલયો( નવાણો-નિશાળો–દવાખાનાંઓ ઇત્યાદિ )માં ઉપયોગ કરવામાં આવે છે, તેની જ કમાણી-ને ધન્યવાદ છે. અનેકના અંતઃકરણનો **આશીર્વાદ** એ આ લોકનું સાચું અમૃત છે. હે ધનાઢ્યો ! આ મનુષ્યાવતારનું એ જ અમરફળ છે. તમારી પ્રાપ્તલક્ષ્મીનો વિવેકપુરઃસર સદુપયોગ કરો, અને સત્કૃત્યથી સહજ ભવસાગર તરો. ઇતિ

ભાવનગર–વડવા,
સં. ૧૯૯૭ ના નવરાત્રિનો
પ્રારંભ દિવસ, તા. ૨૨–૯–૪૧
ચંદ્રવાસર.

લી. ગુણોરૂપી મકરંદનો લોભી ભ્રમર,
**રેવાશંકર વાલજી બધેકા.**
નીતિધર્મોપદેશક ઉ. કન્યાશાળા–ભાવનગર.

# દીપોત્સવી સ્તવન.

(મે બનકી ચીડીયા બનકે......એ રાગ)

દીપમાલ સમ ઉજ્જવલ હૈયાં પ્રગટાવો રે,
ભવિ ગૃહ ગૃહ જિનવર મહાવીર ધૂન જગાવો રે—ટેક
નૃપ હસ્તિપાળ સભામાં, શુભ દિવ્ય બોધ છટામાં,
ઉપદેશપાન અતિશ્રેષ્ઠ જ્ઞાન, પાવાપુરી પાવન થાય;
ગુણ એ ગાઓ રે દીપ-૧

શુભ સોળ પ્રહરના બોધે, સ્વાતિમાં યોગનિરોધે,
નિર્વાણપથ, પ્રભુ ભાગ્યવંત, સિધાવ્યા ઉત્તર રાતે;
નવ વિસરાવો રે. દીપ-૨

કાર્તિકની કૃષ્ણ અમાસે, શુભ કેવળજ્ઞાન ઉજાસે,
નિર્વાણધામ, શુભ રમ્ય ઠામ, પ્રભુ મહાવીર દીપાવે;
ધ્યાને લાવો રે દીપ-૩

સુરરત્ન દીપ પ્રગટાવે, ઉદ્યોત ભાવ ઉર લાવે,
આહારત્યાગ, પૌષધમા રાગ, ગણુ અઢાર, નૃપ સૌ ઉલટ્યા;
એ ઉર લાવો રે. દીપ-૪

ગૌતમને પુણ્ય પ્રભાતે, થયું કેવળજ્ઞાન સુજાતે,
ઉત્સવ અપાર જન દ્વાર દ્વાર, હેમેન્દ્ર અજિતપદ પામી,
અતિશય ભાવો રે દીપ-૫

રચયિતા મુનિ હેમેન્દ્રસાગરજી

---

# દિવાળીપર્વ

( ભમરીયા કૂવાને કાંઠડે-એ રાગ )

નિર્વાણધામ પ્રભુ સંચર્યો રે બ્હેન, મહાવીરસ્વામી વીતરાગ રે, નિર્વાણ
ઉપદેશ છેલ્લો આપીઓ રે બ્હેન, સયમના ભાવનો અતૂલ રે, નિર્વાણ ૧
દીપોત્સવી દિન પર્વનો રે બ્હેન, દીપકોની જ્યોતનો પ્રકાશ રે, નિર્વાણ ૨
એવો પ્રભાવ ઉપદેશનો રે બ્હેન, અંતરમાં પાડે ઉજાશ રે; નિર્વાણ. ૩
દ્રવ્ય ઉદ્યોતથી દીવો કરી રે બ્હેન, ભાવ ઉદ્યોત છે કરાય રે; નિર્વાણ ૪
કેવળજ્ઞાનમાં એ વસ્યું રે બ્હેન, મહાવીર ઉર એ સમાય રે, નિર્વાણ ૫
પ્રભાત થવા રહી બે ઘડી રે બ્હેન, પામ્યા પ્રભુ નિર્વાણ રે, નિર્વાણ. ૬
કેવળ પ્રકાશ્યુ પ્રભાતમા રે બ્હેન, ગૌતમતણા ઉર મધ્ય રે, નિર્વાણ ૭
ઇન્દ્રે પ્રભુપદે સ્થાપીયા રે બ્હેન, અમૃત સમો તેનો બોધ રે, નિર્વાણ ૮
મહિમા રૂડો એ દિનનો રે બ્હેન, દેવો ગણે મહાપર્વ રે, નિર્વાણ. ૯
કલ્યાણભૂમિ પાવાપુરી રે બ્હેન, શાસ્ત્રે પવિત્ર ગણાય રે, નિર્વાણ. ૧૦
અજિતપદને પામવા રે બ્હેન, હેમેન્દ્ર ઉર એ ભાવ રે, નિર્વાણ ૧૧

# "જીવનમીમાંસા"

(લે. આચાર્ય શ્રી વિજયકસ્તૂરસૂરિજી મહારાજ)

**મા**નવજાતિને પરિમિત જીવનની જેટલી કિંમત છે તેટલી અપરિમિત જીવનની નથી. પચીસ, પચાસ કે સો વર્ષનું જીવન જાળવવાને માટે પોતાને મળેલી સઘળી એ બાહ્ય સંપત્તિઓ બીજાને સમર્પણ કરી દે છે. માનવી જે જીવનમાં પોતે જીવે છે તે તેને એટલું તો પ્રિય હોય છે કે 'દુનિયામાં જીવતા જીવ માત્રને પોતપોતાના જીવનમાં જીવવું ગમે છે.' આ નિયમને વિસરી જઇને આનંદમય તેમજ સુખમય જીવન બનાવવાની ભ્રમણાથી અથવા તો પોતાના જીવનના વિનાશની શંકાથી બીજા જીવોના જીવનનો વિનાશ કરતાં અચકાતો નથી.

પરિમિત જીવન ઉભય દ્રવ્ય સંયોગ સ્વરૂપ હોય છે, અર્થાત્ દેહ તથા આત્માના સંયોગને જીવન કહેવામાં આવે છે. આ જીવન પરિમિત એટલા માટે કહેવાય છે કે દેહ તથા આત્માનો સંયોગ નિત્ય નથી. અમુક વર્ષો, પલ્યોપમો કે સાગરોપમો પછી અવશ્ય બન્નેનો વિયોગ થાય છે, કે જેને મરણ કહેવામાં આવે છે. દેહ તથા આત્માના સંયોગની આદિ તે જન્મ, બન્નેનો વિયોગ તે મરણ અને સંયોગની શરૂઆતથી લઇને વિયોગ સુધીનો વચલો કાળ તે જીવન. સાચા જીવનથી અણજાણ અતત્ત્વદર્શી જીવોને આવા જીવનમાં જીવવું બહુ જ ગમે છે; કારણ કે અનાદિ કાળથી જડાસક્તિપણાને લઇને જડમય બનેલા પુદ્ગલાનંદી જીવોને એક ક્ષણ પણ જડથી છૂટવું ગમતું નથી. પોતાની સાથે ઓતપ્રોત થયેલા જડથી જુદું પડવું ગમતું નથી; એટલું જ નહિ પણ સજાતિય દ્રવ્યોના સંયોગસ્વરૂપ જીવનને ધારણ કરવાવાળા ક્ષણવિનશ્વર વસ્ત્ર, આભૂષણ, મકાન આદિ જડ પદાર્થોના બાહ્ય સંયોગોથી પણ મુકાવું ગમતું નથી. તે જડ પદાર્થોનો ભાંગી તૂટી જઇને સ્કંધો વિખરાઈ જવારૂપ પરસ્પરનો વિયોગ પણ પસંદ ન હોવાથી ઉદ્વેગ કરતા થઇ પડે છે.

અપરિમિત જીવન એટલે જડ વસ્તુઓનાં સંયોગવિયોગના સર્વથા અભાવ સ્વરૂપ શુદ્ધ આત્માનું ત્રણે કાળમાં વિદ્યમાનપણું. તે સાચું જીવન કહેવાય છે. આ જીવનમાં જીવવાની ઇચ્છાવાળાઓને જીવન સ્વરૂપનો યથાર્થ બોધ હોવાથી પૌદ્ગલિક જીવનની પરવા રાખતા નથી. આત્મિક જીવનની પ્રાપ્તિ માટે આવા પૌદ્ગલિક જીવનનો પરિત્યાગ કરવા હંમેશાં ઉત્સાહવાળા હોય છે અને જડ વસ્તુઓના સંયોગવિયોગની એમને અસર થતી નથી; કારણ કે એઓ જડથી સર્વથા મુક્તિ મેળવવાના કામી હોય છે. ઇતર જીવોના જીવનના ભોગે પોતે પોતાના પૌદ્ગલિક જીવનમાં જીવવા ઇચ્છતા નથી. અપરિમિત જીવનમાં જીવવાની ઇચ્છા તો જીવ માત્રને હોય છે પણ તેમને આ જીવનનું જ્ઞાન ન હોવાથી પરિમિત જીવનને અપરિમિત બનાવવા પ્રયત્ન કરે છે કે જે સર્વથા અસંભવિત છે. જો જડ, ચેતન્યસ્વરૂપ બની શકે તો જ પરિમિત જીવન અપરિમિત બની શકે; કારણ કે પરિમિત જીવન પુદ્ગલોના સંયોગસ્વરૂપ પૌદ્ગલિક છે, ત્યારે અપરિમિત જીવન પુદ્ગલોના વિયોગસ્વરૂપ આત્મિક છે. પરિમિત જીવન પુદ્ગલોને વેદવાસ્વરૂપ છે અને અપરિમિત જીવન આત્મવિકાશ સ્વરૂપ છે, માટે પરિમિત અપરિમિત થઈ શકતું નથી.

સંસારમાં પૌદ્ગલિક સંયોગ માત્ર પરિમિત છે કે જે નિયત કાળની સમાપ્તિ પછી અવશ્ય વિયોગની સ્થિતિમાં મુકાઇ જ જાય છે. કેવળ અરૂપી અજીવ પદાર્થોનો જ સંયોગ એવો છે કે જે વિયોગાન્તવાળો થતો નથી તો પછી વિયોગાન્તવાળા

સંયોગોને શાશ્વતા બનાવવા મથવું તે એક પ્રકારની અજ્ઞાનતા જ કહી શકાય. દેહ તથા આત્મ સંયોગ-સ્વરૂપ પરિમિત જીવનનો, પ્રત્યેક ક્ષણ વિયોગવાળો છે. વેદાતાં આયુષ્ય કર્મના સંપૂર્ણ ફળના સંયોગની એ સમય સુધી પણ સ્થિરતા નથી તો પછી અ-સ્થિર પૌદ્‌ગલિક જીવન સર્વથા ભિન્ન સ્વભાવવાળું આત્મિક જીવન કેવી રીતે બની શકે ? સંસારમાં કોઇ પણ પૌદ્‌ગલિક વસ્તુ એવી નથી કે જે પરિ-મિત જીવનને એક સમય પણ વધારી શકે તો પછી અપરિમિતની તો આશા જ કેવી ? સર્વ કર્મનો વિયોગ ક્ષય થયા સિવાય આત્મધર્મસ્વરૂપ અપરિમિત જીવન પ્રગટ થઇ શકતું જ નથી.

પરિમિત જીવનપ્રિય માનવીને અલ્પજ્ઞો ઉપર અત્યંત શ્રદ્ધા હોય છે, અને એટલા માટે જ અલ્પજ્ઞોએ ઘડેલા જીવવાના સિદ્ધાંતોને ઘણું જ મહત્ત્વ આપે છે. તેમજ તેમના બતાવેલા ઉપચારોને અત્યંત આદરપૂર્વક આચરે છે. જીવન વધારવાના હેતુથી વૈદ્ય ડૉકટર કોઇ પણ વસ્તુનો ત્યાગ કરવાને કહે તો ક્ષણિક જીવનપ્રિય માનવી શ્રદ્ધાપૂર્વક ખુશીથી છોડી દે છે મહિના સુધી કેવળ પાણી ઉપર રહેવું, છ મહીના છાશ જ પીવી, રાત્રિ-ભોજન ન કરવું, વાસી વિદળ કંદમૂળ ન ખાવાં, એ વર્ષ બ્રહ્મચર્ય પાળવું વિગેરે વિગેરે પ્રવૃત્તિ કરતા જરા ય વિમાસણમા પડતો નથી, અને આનાકાની કર્યા સિવાય પ્રતિજ્ઞા લીધા વગર પણ અણીશુદ્ધ ખુશીથી પાળે છે, પરંતુ સાચા વાસ્તવિક અપરિમિત જીવન માટે પરિમિત જીવનનેજ અપરિમિત બનાવવાના ઉદ્દેશથી અલ્પજ્ઞોની બતાવેલી પ્રવૃત્તિઓનો સર્વજ્ઞોના બતાવવાથી આદર કરતો નથી અર્થાત્ શાશ્વતું જીવન મેળવવાના ઉદ્દેશથી જ સર્વજ્ઞોની બતાવેલી પૌદ્‌-ગલિક વસ્તુઓની આસક્તિ છોડી દઇને કર્મની નિર્જરાના માર્ગને સ્વીકારતો નથી તેમ જ તેમના સિદ્ધાંતોની શ્રદ્ધા પણ રાખતો નથી

પરિમિત જીવન સંયોગસ્વરૂપ હોય છે અને તે સંયોગ દ્રવ્યોનો થાય છે. દ્રવ્યો ચેતન્ય તથા જડ એમ બે પ્રકારના હોય છે. આ બન્ને પ્રકારના દ્રવ્યોમાં ચૈતન્યો અરૂપી હોય છે અને જડ રૂપી તથા અરૂપી પણ હોય છે આ પ્રમાણે દ્રવ્યો અનેક પ્રકારનાં હોવાથી સંયોગ પણ અનેક પ્રકારના હોય છે. અરૂપી શુદ્ધ ચૈતન્યોનો સંયોગ, અરૂપી શુદ્ધ ચૈતન્ય અને અરૂપી આકાશ આદિ જડ દ્રવ્યોનો સંયોગ, આકાશ અને ધર્માસ્તિકાય આદિ અરૂપી જડનો સંયોગ, પુદ્‌ગલાસ્તિકાયરૂપી જડ અને આકાશનો સંયોગ, શુદ્ધ ચૈતન્ય અને રૂપી પુદ્‌ગલ સ્કંધોનો સંયોગ, બન્ને પુદ્‌ગલોનો સંયોગ. આ બધા ય સંયોગોના ચાર ભાગ પાડી શકાય છે. સાદિ સાંત, સાદિ અનંત, અનાદિ સાંત, અનાદિ અનંત.

આ ચાર પ્રકારના સંયોગમાંથી અનાદિ અનંત સંયોગ જીવનવ્યવસ્થા સાધી શકતો નથી, કારણ કે સંયોગની આદિસ્વરૂપ જન્મ નથી તેમજ સંયો-ગના વિયોગસ્વરૂપ મરણ નથી જે સંયોગોની આદિ અંતસ્વરૂપ જન્મમરણ નથી તેવા સંયોગો-ને જીવનનું સ્વરૂપ આપી શકાય નહિ જીવન વ્યવસ્થા માટે સંયોગની આદિ અથવા તો સંયોગનો અંત એ બેમાથી એક તો અવશ્ય હોવું જ જોઇએ સદૃશ દ્રવ્યોનો અથવા તો અસદૃશ દ્રવ્યોનો, અર્થાત્ બન્ને રૂપીનો, બન્ને અરૂપીનો અથવા તો અરૂપીનો અરૂપી સાથે, તો રૂપીનો અરૂપી સાથે સંયોગ અથવા તો વિયોગ થવો જ જોઇએ. આ સંયોગ વિયોગમા વિસદૃશતા રહેલી છે. એટલે કે વિયોગ રૂપીની સાથે થાય છે તો સંયોગ અરૂપીની સાથે થાય છે. તેમજ સંયોગરૂપીની સાથે થાય છે અને વિયોગ અરૂપી સાથે થાય છે.

આ અનેક પ્રકારના સંયોગવિયોગમાથી આત્મા તથા કર્મના સંયોગવિયોગને આશ્રયીને મુખ્યપણે જીવનવ્યવસ્થા કરવામા આવી છે. પરિમિત જીવન અને અપરિમિત જીવન, આ બન્ને પ્રકારના જીવન કર્મસ્વરૂપ જડ, અને ચૈતન્યના સાદિસાંત તથા સાદિઅનંત સંયોગવિયોગની અપેક્ષાથી કહેવામાં આવે છે. કર્મના સંયોગનું

સાદિસાંતપણું તે પરિમિત જીવન અને કર્મવિયોગનું સાદિ અનંતપણું તે અપરિમિત જીવન પરિમિત જીવનમાં સર્વ કર્મને સર્વથા વિયોગ થતો નથી; પણુ આયુષ્યકર્મનો સર્વથા વિયોગ થાય છે. આ વિયોગ નવા આયુષ્યકર્મના સંયોગસ્વરૂપ હોય છે. આયુષ્ય કર્મનો સર્વથા વિયોગ થયા પહેલાં જ જીવનકાળમાં આયુષ્યનો સંયોગ થઈ જાય છે અને પૂર્વના આયુષ્યનો સર્વથા વિયોગ થતાંની સાથે જ નવા આયુષ્યનું અનુસંધાન થઈ નવા જીવનની શરૂઆત થઈ જાય છે. આ નવું જીવન પૂર્વના જીવન કરતાં ભિન્ન પ્રકારનું હોય છે. આ પ્રમાણે એક જીવન પૂરું થતાં બીજા જીવનની શરૂઆત થવી અને બીજું જીવન પૂરું થતાં ત્રીજા જીવનની શરૂઆત થવી, આવા પરંપરાસ્વરૂપ જીવન પરિમિત જીવન કહેવાય છે. આ જીવનમાં જીવવાને દેહનો આશ્રય લેવો પડે છે. જ્યાં સુધી દેહનો સંયોગ બન્યો રહે છે ત્યાં સુધી જીવન કહેવાય છે અને જ્યાં સુધી આત્માનો આયુષ્યકર્મની સાથે સંયોગ થયા કરે છે ત્યાં સુધી આત્માને નવનવા વિચિત્ર પ્રકારના દેહનો આશ્રય લેવો જ પડે છે અર્થાત્ નવા નવા શરીરોની સાથે સંયોગ સંબંધથી અવશ્ય જોડાવું પડે છે. આવા દેહસંબંધ સ્વરૂપ જીવનમાં જીવવા ટેવાઇ ગયેલા જીવોને આત્મા જ જીવનસ્વરૂપ છે તેનું જ્ઞાન ન હોવાથી દેહ વિયોગસ્વરૂપ મરણથી અત્યંત ભય પામીને સદાસર્વદા દેહનો સંબંધ જાળવી રાખવાને આત્મવિકાસના બાધક અધર્મસ્વરૂપ માર્ગનું અવલંબન લે છે; પરંતુ પરિણામે તે અવશ્ય થવાવાળો દેહનો વિયોગ થવાથી નિરાશ થવું પડે છે. સંયોગ કાળમાં પણ પરમાર્થ દષ્ટિથી વિચારી જોતાં જડ ચૈતન્ય સંબંધસ્વરૂપ પરિમિત જીવનના સંયોગનો વિયોગ પ્રતિક્ષણે થયા જ કરે છે; પરંતુ સ્થૂલ બુદ્ધિવાળા અજ્ઞાની જીવને ન જણાવાથી દેહ તથા આત્માનો વિયોગ ન થવા દેવાને અનેક પ્રકારના પ્રયત્નો કર્યે જાય છે, છતાં સંયોગને ચિરસ્થાયી અનાવી શકતા નથી, કારણ કે સંયોગ સ્થિર રાખવા કરવામાં આવતા ઉપાયો દરમિયાન પણ સામયિક વિયોગ તો ચાલુ જ રહે છે. દીવાને જાળવી રાખવાને માટે હોલવાઇ ન જાય એવી બુદ્ધિથી ફાનસમાં અથવા તો બીજા કોઇ સ્થળે કે જ્યાં પવન ન લાગે ત્યાં રાખે છે પણ પ્રત્યેક ક્ષણે ક્ષય થવાવાળા તેલ તરફ ધ્યાન આપતા નથી. જેથી કરીને છેવટે તેલ બળી રહેવાથી હોલવાઇ જાય છે, તેવી રીતે સ્થૂલ બુદ્ધિવાળા દેહને જાળવી રાખવાને માટે તેનો વિયોગ ન થાય એવી બુદ્ધિથી અનેક પ્રયત્નો કરે છે પણ આયુષ્યકર્મની વૃદ્ધિ માટે કંઈ પણ પ્રયાસ કરી શકતા નથી. પ્રત્યેક ક્ષણે થતા આયુષ્યકર્મનો વિયોગ કોઇથી પણ અટકાવી શકાય તેમ નથી, માટે પરમાર્થદષ્ટિથી વિચાર કરવાથી પરિમિત જીવનની સ્થિતિ એક સમયની જ કહી શકાય. પરંતુ પુદ્ગલાનંદી જીવ જ્યાં સુધી દેહનો અમુક વર્ષો સુધી સ્થૂલ સંયોગ બન્યો રહે છે ત્યાં સુધી જીવન માને છે. શાસ્ત્રકારોએ આયુષ્યકર્મના વેદનકાળને જીવનકાળ કહ્યો છે અને આયુષ્યકર્મના ક્ષયને મરણ તરીકે ઓળખાવ્યું છે. જેને સંસારી જીવોએ ફેરવીને દેહના સંયોગકાળને જીવન અને દેહના વિયોગને મરણ તરીકે ઓળખ્યું છે પણ વાસ્તવિક રીતે વિચાર કરતાં આયુષ્યકર્મ કારણ છે અને દેહનો આત્માની સાથે સંબંધ થવો તે કાર્ય છે. આયુષ્યકર્મનો સર્વથા ક્ષય થઇ જાય અને નવીન ન બંધાય તો આત્મા અશરીરી બની જાય છે અને પછી કોઇ પણ દેહનો આત્માની સાથે સંબંધ થઇ શકતો નથી.

આયુષ્યકર્મના આત્માની સાથે થયેલા સંયોગ માત્રને જ જીવન કહેવામાં આવતું નથી, પણ ખરી રીતે જોતાં તો આયુષ્યના ઉદયમાં આવી પ્રત્યેક સમયે થતાં વિયોગને જીવન કહેવામાં આવે છે. ઉપર જે દેહ આત્મા સંયોગસ્વરૂપ જીવન કહેવામાં આવ્યું છે તે સ્થૂલ બુદ્ધિવાળા અને બાહ્ય દષ્ટિવાળા માનવસમાજને આશ્રયીને છે. સંસારમાં

માનવીઓનો મોટો ભાગ દેહસબંધની વિદ્યમાનતાને જીવન માને છે અને દેહવિયોગને મરણ માને છે, પણ વાસ્તવિકમા ઉપર બતાવ્યા પ્રમાણે આયુષ્યકર્મનુ વેદવુ તે જીવન અને આયુષ્યનો ક્ષય તે તે મરણ. સૂક્ષ્મ દૃષ્ટિથી અવલોકન કરતા તો આયુષ્યકર્મના સયોગસ્વરૂપ પણ જીવન નથી, પરતુ પ્રત્યેક ક્ષણે થતા આયુષ્યકર્મના વિયોગસ્વરૂપ જીવન છે; નહિ તો ભોગવાતા જીવનકાળમા પણ આગામી ભવમા ભોગવવા-યોગ્ય આયુષ્યકર્મનો આત્માની સાથે સબંધ હોય છે છતા તેના વિયોગની શરૂઆત સિવાય સબધ માત્રથી જીવન કહેવાતુ નથી, માટે આયુષ્યકર્મનો પ્રતિક્ષણે થતો અંશે અશે વિયોગ તે જીવન અને સર્વથા વિયોગ તે મરણ. જીવનનો કાળ વર્ષોનો, પલ્યોપમોનો, સાગરોપમોનો તેમ જ સયોગસ્વરૂપ જે કહેવામાં આવે છે તે આયુષ્યના સર્વથા વિયોગ સુધીના કાળને આશ્રયીને છે. આંશિક વિયોગ હોવા છતાં બતાવેલ વર્ષ આદિ કાળ પર્યત બન્યો રહે છે અને જ્યા સુધી આયુષ્યનો સયોગ બન્યો રહે છે ત્યા સુધી દેહનો પણ સયોગ બન્યો રહે છે, માટે આયુષ્ય અથવા તો દેહના સયોગને સસારવાસીઓ જીવન માને છે કે જેને પરિમિત જીવન કહેવામા આવે છે, અને તેને જ્ઞાનીઓ અવાસ્તવિક જીવન તરીકે ઓળખે છે. મુખ્યપણે આયુષ્યનો પણ સર્વ કર્મનો સર્વથા વિયોગ સ્વરૂપ અપરિમિત જીવન કહેવાય છે કે જેને આત્મસ્વરૂપ વાસ્તવિક જીવન તરીકે જ્ઞાની પુરુષો જાણે છે. આ જીવન આત્માનો ધર્મ હોવાથી ત્રણે કાળમાં વિદ્યમાન હોય છે પણ કર્મના આવરણને લઇને ઢંકાએલું હોવાથી મોહગ્રસ્ત જીવોની ઓળખાણમાં આવતું નથી, અને એટલા માટે તેઓ કર્મના આવરણને ખસેડીને તેને પ્રગટ કરવા પ્રયત્ન પણ કરતા નથી. મૃગતૃષ્ણાની જેમ આયુષ્યકર્મના ઉદયથી સબધ ધરાવનાર દેહના સયોગમા જ જીવનની ભ્રાન્તિથી તેને જાળવી રાખવા કર્મ સયોગ દૃઢ બની વાસ્તવિક જીવન વધુ અવરાય તેવા પ્રયાસો કરે છે

સર્વ કર્મનો સર્વથા વિયોગ થવાથી અપરિમિત જીવનની શરૂઆત થાય છે, માટે તેની આદિ છે પણ ફરીને કર્મસંયોગ થતો નથી માટે તેનો અત નથી, નિરંતર રહેવાવાળું શાશ્વતુ છે ત્યારે પરિમિત જીવનની કેવળ આયુષ્યકર્મના ઉદયથી પ્રત્યેક ક્ષણે થતા સામયિક વિયોગની શરૂઆતથી આદિ છે અને સર્વથા આયુષ્ય ક્ષય થવાથી અત પણ છે. તેમજ સર્વથા આયુષ્ય ક્ષય થયા પહેલા નવા આયુષ્યકર્મનો બધ થવાથી તેનો જ્યારે ઉદય થાય છે ત્યારે પાછા નવા જીવનની શરૂઆત પણ છે. આ પ્રમાણે બીજા સર્વ કર્મના વિદ્યમાનપણામા કેવળ આયુષ્યકર્મનો ઉદય, ક્ષય અને બંધસ્વરૂપ હોવાથી આ જીવન આદિઅંતવાળુ છે અને એટલા માટે પરિમિત કહ્યુ છે. આવુ પરિમિત જીવન જાળવીને તેમાથી આનદ, શાતિ, સતોષ અને સુખ મેળવવા અજ્ઞાની જીવો પ્રયાસ કરી રહ્યા છે પણ આજ સુધીમા કોઈ પણ પરિમિત જીવનને અપરિમિત બનાવી શક્યું નથી, તેમ જ તેમાથી આનદ, શાતિ આદિ કોઇ પણ મેળવી શક્યું નથી, માટે સર્વ કર્મના સર્વથા વિયોગસ્વરૂપ અને આત્માના ધર્મસ્વરૂપ અપરિમિત જીવનનો વિકાસ કરીને આત્માને શાશ્વતો સુખી કરવા સુખાભિલાષી સર્વ જીવોને પ્રયાસ કરવાની અત્યત આવશ્યકતા છે.



# ઉપદેશક પુષ્પો.

સં. પંન્યાસશ્રી સમુદ્રવિજયજી મહારાજ.

( ગતાંક પૃષ્ઠ ૩૪થી શરૂ )

" ચોરાશી લાખ જીવાયોનિમાં ભ્રમણ કરતાં ભાગ્યહીન પ્રાણીઓને કલ્પવૃક્ષ સમાન માનવભવ દુર્લભ છે. સ્વર્ગ અને મોક્ષને આપનાર આ મનુષ્ય ભવપુણ્યથી પામ્યા છતાં કેટલાક અજ્ઞાની અને પ્રમાદી જનો તેને નિષ્ફળ બનાવી દે છે, માટે હે સજ્જનો! મનુષ્યભવ ઇષ્ટ ફળને આપનાર સમજી લ્યો. પંડિત જનોએ તેના ફળમાં પ્રમાદી થવું યોગ્ય નથી. ગુરુવચનરૂપ અમૃતથી સિંચતાં પુણ્યરૂપ પુષ્પો સહિત દાન, શીલ, તપ અને ભાવરૂપ ચાર શાખાને વિસ્તારતો ભવ-વનમાં ભમવાથી ખેદ પામેલા સુર-અસુરોએ જેની છાયાનો આશ્રય કરેલ છે એવો આ માનવભવરૂપ વૃક્ષ ઈચ્છિત ફળ આપે છે. લોકોએ સમજવાનું છે કે દાન એ સર્વ કર્મો-માં પ્રધાન છે કે જેને શુદ્ધ શીલ, તપ અને ભાવે પોતાના કરતાં પ્રથમ પદે રાખેલ છે. ઈંદ્ર અને ચક્રવર્તી વિગેરેની અખૂટ સં-પદા પણ ભોગ અને ભાગ્યના કારણરૂપ દાનને જ વશ બતાવેલ છે. ભવસાગરના તરંગ સમાન ચંચલ લક્ષ્મીમાં તે જ પુરુષો નિમગ્ન થાય છે કે જેઓ સુપાત્રદાનરૂપ યાનપાત્ર-(વહાણ)નો આશ્રય લેતા નથી. ભવસાગરમાં વહાણ સમાન એવા સુપાત્રોને જે દાન આપ-વામાં આવે છે તે અસંખ્યગણું થઇને દાતા-રને વારંવાર ભોગસુખ આપવા સમર્થ થાય છે. આ લોક અને પરલોકમાં હૃદયના આનંદ-ના કારણરૂપ સુપાત્રદાન કુશળ એવા રતિસારકુમારને જેમ સુખકારી થયું તેમ અન્યને પણ થાય છે."

" कार्यः सम्पदि नानंदः पूर्वपुण्यभिदे हि सा
नैवापदि विषादश्च, सा हि प्राक्पापविद्ददये ॥१॥

સંપત્તિમાં હર્ષ ન કરવો અને વિપ-ત્તિમાં વિષાદ ( ખેદ ) ન કરવો, કારણ કે સંપત્તિ પૂર્વપુણ્યનો વિનાશ કરે છે અને વિપત્તિ પૂર્વ પાપનો નાશ કરે છે."

" આ સંસારરૂપ જંગલમાં શીંગોડાની જેમ ભટકતાં જીવને પિશાચણી સમાન લક્ષ્મી સ્ખલના પમાડીને રાજ્યમાં ફસાવે છે. મણિ રત્નો, મોહ રાજાના મહોત્સવમાં દીવા સમાન છે, જેના લોભમાં લુબ્ધ બનીને પતંગની જેમ કયા જીવનું અધઃપતન થતું નથી? સમ્યક્ત્વ રૂપ વહાણમાં બેસીને ભવસાગર તરવાને ઈચ્છત ભવ્યો મધ્યમાં રહેલ પર્વતોની જેમ હાથી-ઓને તજી દે છે. ભવાટવીના હરણ સમાન ચપળ અને મોહલક્ષ્મીના કટાક્ષ સમાન અશ્વોનો કયો કુશળ જન આદર કરે? મોહ રાજાના જંગમ સભામંડપ સમાન છાયાના મિષે વિવેકરૂપ સૂર્યના તમામ પ્રકાશને નાશ કરનાર તથા પાતકરૂપ સેવકોથી વ્યાપ્ત એવા છત્રને તેવા પ્રકારની જડતાથી ચકિત થયેલ કયો કુશળ પુરુષ સેવે? સ્ત્રીઓ એ ભવસાગરમાં ઊંડામાં ઊંડા રહેલા રત્નો છે; જેના પાણિગ્રહણને માટે આતુર પુરુષ પાછો નીકળી ન શકે એવી રીતે તેમાં ડૂબી જાય છે. આ બધું આવા પ્રકારનું હોવાથી તે

મૂકવાને અસમર્થ કલાવાન કુશળ પુરુષે શીતથી ભય પામનાર જેમ અગ્નિને સેવે તેમ આસક્તિ રહિત થઇને જ સેવવુ."

"અહો! મહાઉદ્ધત અને મર્મભેદી કર્મોથી, સંસારને સેવનારા પ્રાણીઓ સર્વથા શી રીતે તપ્ત થાય છે? હે સતો! મહાનુ ભાવો!! જ્ઞાનીઓએ સસારના કારણરૂપ તે કર્મોને નામભેદે આઠ પ્રકારે માનેલ છે, તે જ્ઞાનાવરણ ૧, દર્શનાવરણ ૨, વેદનીય ૩, મોહનીય ૪, આયુ ૫, નામ ૬, ગોત્ર ૭, અને અંતરાય ૮, એ નામોથી પ્રસિદ્ધ છે. મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યાય અને કેવલ એ પાચ જ્ઞાનને આવરણ લાગતા પ્રથમ જ્ઞાનાવરણ કર્મ પાચ પ્રકારે છે. નિર્મલ દૃષ્ટિ છતાં વસ્ત્રથી આચ્છાદિત થતાં જેમ કોઇ મનુષ્ય અલ્પ જોઇ શકે છે તેમ એ જ્ઞાન પણ આવરણથી આચ્છાદિત થતાં ન્યૂન થાય છે, માટે જ્ઞાનાવરણને પટ સમાન કહેલ છે. તેની ત્રીશ કોડાકોડી સાગરોપમની સ્થિતિ છે, તેથી આત્મા કલુષિત થઇને ફરી તે કર્મ બાંધે છે. બીજું દર્શનાવરણ કર્મ નવ ભેદે છે. તે પાંચ નિદ્રા અને ચાર ચક્ષુદર્શનાવરણાદિ. તેમા જ્યાં અલ્પ કારણે જાગૃતિ થાય તે નિદ્રા, જેમાં દુઃખે જાગૃતિ થાય તે નિદ્રાનિદ્રા, બેઠા નિદ્રા આવે તે પ્રચલા, રસ્તે ચાલતાં નિદ્રા આવે તે પ્રચલાપ્રચલા, દિવસે ચિંતવેલ કાર્ય રાત્રે જે સાધે તે સ્ત્યનર્દ્ધિ (થીણદ્ધિ), બહુ જ કિલષ્ટ કર્મનો ઉદય થાય ત્યારે એ છેલ્લી નિદ્રા હોય. જેનાથી ચક્ષુનુ આવરણ થાય તે ચક્ષુદર્શનાવરણ, જેનાથી શેષ ઇન્દ્રિયોનું આવરણ થાય તે અચક્ષુદર્શનાવરણ અમુક હદ સુધી રૂપી વસ્તુઓનો સામાન્ય બોધ તે અવધિદર્શન અથવા ઇંદ્રિયોની અપેક્ષા વિના જે બોધ તે અવધિદર્શન. એટલે સામાન્ય અર્થનુ ગ્રહણ અને તેથી તે અવધિદર્શન તેનું આવરણ તે અવધિદર્શનાવરણ. કેવલ લોકાલોકાનું સામાન્ય સમસ્ત અવલોકન તે કેવલદર્શન. તેનું જે આવરણ તે કેવલદર્શનાવરણ. રાજાના દર્શન કરવાને ઇચ્છતા છતા પ્રતીહાર જેમ લોકને અભીષ્ટ રાજાના દર્શન કરવા અટકાવે છે, તેમ દર્શનાવરણીયથી રોકાયેલો જીવ પણ યથાર્થ વસ્તુ જોઈ શકતો નથી. તેથી એને પ્રતીહાર સમાન કહેલ છે. એ દર્શનાવરણકર્મની પણ ત્રીશ કોડાકોડી સાગરોપમની સ્થિતિ છે. ત્રીજુ વેદનીય કર્મ સાતા અને અસાતા એમ બે પ્રકારે છે. તેમા મુખ્યપણે નરક અને તિર્યંચમાં અસાતાવેદનીય હોય અને મનુષ્ય તથા દેવતામાં સાતાવેદનીય હોય. મધુલિપ્ત તરવારની ધારને ચાટવા જતાં જેમ તે સુખ અને દુઃખ ઉપજાવે છે તેમ એ પણ તેના જેવું છે. એ વેદનીય કર્મની ત્રીશ કોડાકોડી સાગરોપમની સ્થિતિ છે. ચોથુ મોહનીય કર્મ બે પ્રકારે છે, તે દર્શનમોહનીય અને ચારિત્રમોહનીય તેમા પ્રથમ દર્શનમોહનીય તે સમકિતમોહનીય, મિશ્રમોહનીય અને મિથ્યાત્વમોહનીય એમ ત્રણ પ્રકારે છે. બીજુ ચારિત્રમોહનીય પચ્ચીશ પ્રકારે છે, તે આ પ્રમાણે—ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર કષાય છે. તે સંજ્વલનાદિક ભેદોથી એક એક ચાર પ્રકારે છે. તેમા સંજ્વલન કષાયની સ્થિતિ એક પક્ષની છે, બીજા પ્રત્યાખ્યાની કષાયની સ્થિતિ ચાર માસની છે, ત્રીજા અપ્રત્યાખ્યાની કષાયની સ્થિતિ એક વરસની છે અને ચોથા અનતાનુબધી

કષાયની સ્થિતિ જાવજીવની છે. સંસારમાં એ કષાય સેવતાં અનુક્રમે વીતરાગત્વ, યતિત્વ, શ્રાવકત્વ અને સમ્યક્ત્વ એમ એક એક ગુણનો નાશ કરે છે અને અનુક્રમે તે દેવગતિ, મનુષ્યગતિ, તિર્યંચગતિ અને નરકગતિ આપે છે. એવી રીતે સોળ કષાય થાય. વળી હાસ્ય, ભય, શોક, જુગુપ્સા, રતિ, અરતિ, પુંવેદ, સ્ત્રીવેદ અને નપુંસકવેદ–એ નવ નોકષાય કહ્યા છે. એ રીતે મોહનીય કર્મના અઠયાવીસ ભેદ થયા. એ ચિરકાલથી સ્થિર થતાં ભવ્ય જનોને પણ પ્રાયઃ દુર્જર–દુઃખે દૂર થઇ શકે તેવા થાય છે. મદ્યપાનથી જેમ પ્રાણી કૃત્યાકૃત્યને જાણતો નથી તેમ મોહનીય કર્મથી પણ તે બેભાન થાય છે, તેથી તેને મદ્ય સમાન કહેલ છે. આ કારણે જ આ કર્મની બીજા કર્મો કરતાં અધિક સ્થિતિ એટલે સીત્તેર કોડાકોડી સાગરોપમની સ્થિતિ છે. નરક, તિર્યંચ, મનુષ્ય અને દેવતા એ ચાર ગતિ આશ્રયી આયુકર્મ ચાર પ્રકારે છે. એનો બંધ દુર્ભેદ હોવાથી તેને વજ્રની શૃંખલા સમાન કહેલ છે. એ આયુકર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ તેંત્રીશ સાગરોપમની છે. નામકર્મ પ્રથમ બેંતાલીશ ભેદે કહેલ છે. વળી સડસઠ ભેદે, ત્રાણું ભેદે અથવા તો એકસો ત્રણ ભેદે પણ કહેલ છે તેમાં બેંતાલીશ કહે છે–

ગતિ, જાતિ, શરીર, અંગોપાંગ, બંધન, સંઘાતન, સંઘયણ, સંસ્થાન, વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, અગુરૂલઘુ, પરાઘાત, ઉપઘાત, આનુપૂર્વી, શ્વાસોશ્વાસ, આતપ, ઉદ્યોત, વિહાયોગતિ, ત્રસ, સ્થાવર, સૂક્ષ્મ, બાદર, અપર્યાપ્ત, પર્યાપ્ત, પ્રત્યેક, અનંતકાય, સુભગ, દુર્ભગ, સ્થિર, અસ્થિર, શુભ, અશુભ, સુસ્વર, દુઃસ્વર, આદેય, અનાદેય, યશઃકીર્તિ, અપયશઃકીર્તિ, નિર્માણ અને તીર્થંકરનામકર્મ એ બેંતાલીશ ભેદ થયા. હવે સડસઠ ભેદ કહે છે–

ગતિ ચાર તે નરક, તિર્યંચ, મનુષ્ય અને દેવ. જાતિ પાંચ તે એકેંદ્રિય, દ્વીંદ્રિય, તેઇંદ્રિય, ચઉરિંદ્રિય, પંચેંદ્રિય. શરીર પાંચ તે ઔદારિક, વૈક્રિય, આહારક, તૈજસ અને કાર્મણ. અંગોપાંગ ત્રણ પ્રકારે શિર, પૃષ્ઠ, હૃદય, ઉદર, બે સાથળ, બે હાથ એ આઠ અંગ. અંગુલિ વિગેરે ઉપાંગ અને તેમાં રહેલ રેખાઓ તે અંગોપાંગ. એ ત્રણ ભેદ પ્રથમના ત્રણ શરીરમાં હોય. સંઘયણ છ તેમાં પ્રથમ વજ્રઋષભનારાચ, ઋષભનારાચ, નારાચ, અર્ધનારાચ, કીલિકા, અને જેમાં હાડકાં એકબીજાને અડેલ હોય તે છઠ્ઠું સેવાર્ત (છેવઠ્ઠું) શરીરના છ સંસ્થાન તે સમચતુરસ્ર, ન્યગ્રોધમંડલ, સાદિ, વામન, કુબ્જ, અને હુંડક. એ સંસ્થાન માત્ર ઔદારિક શરીરને હોય, બીજા શરીરોને ન હોય. આનુપૂર્વી ચાર પ્રકારે–તે નરકાદિક ભવોમાં જતાં જીવને વચમાં ગતિની પરિપાટી થાય. વિહાયોગતિ–શુભ અને અશુભ એ બે ભેદ છે. ઉપઘાત, પરાઘાત, આતપ, અગુરૂલઘુ, શ્વાસોશ્વાસ, ઉદ્યોત, વર્ણાદિચા સાર, દશ પ્રકારે ત્રસ, દશ પ્રકારે સ્થાવર, નિર્માણ અને તીર્થંકરનામકર્મ એ સડસઠ ભેદ થયા. તેમાં પાંચ બંધન, પાંચ સંઘાત, કૃષ્ણ સિવાય ચાર વર્ણ, ગુરુ સિવાય સાત સ્પર્શ, તીખા સિવાય ચાર રસ, સુરભિ સિવાય એક ગંધ–એ છવીશ ભેદ મેળવવાથી ત્રાણું થાય. પંદર બંધનમાં પાંચ પ્રથમ કહ્યા છે અને બાકીના દશ ભેદ તેમાં ઉમેરવાથી નામકર્મના એકસો ત્રણ ભેદ થાય. પંદર બંધ આ પ્રમાણે છે—

# પર્યુષણા :

## આત્મસિદ્ધિનું મહાપર્વ.

ડૉ. ભગવાનદાસ મનઃસુખભાઈ મહેતા

( ગતાંક પૃષ્ઠ ૩૬ થી શરૂ )

**પૌષધ**—આત્મભાવનાને અથવા ધર્મને પુષ્ટ કરે તે પૌષધ. પૌષધ નામની ક્રિયામાં પણ ઉપવાસપૂર્વક આખો દિવસ સ્વાધ્યાયમાં નિર્ગમન કરવાનો હોય છે. એટલે ઉક્ત હેતુ અત્યંત ફલિત થાય છે

**ઉપવાસાદિ**–ઉપ + વાસ ઉપ = સમીપે, વાસ=વસવું તે. ભાવથી આત્મભાવની સમીપે વસવું તે ઉપવાસ આ અપેક્ષાએ જ્ઞાની પરમ તપસ્વી કહેવાય છે. તે ભાવની સિદ્ધિ થાય એમ અપ્રમાદપણે યથાશક્તિ એક કે વધારે દિવસ અનશન ( અનાહાર ) કરવું તે ઉપવાસ લેશ પણ પ્રમાદ સેવ્યા વિના, જેમ બને તેમ સ્વાધ્યાય આદિમાં સમય નિર્ગમન કરવામાં આવે તો તેની અધિક સાર્થકતા નિપજે છે

" कषायविषयाहारत्यागो यत्र विधीयते ।
उपवास स विज्ञेय', शेषं लङ्घनकं विदु. ॥ "

અર્થાત્– કષાય–વિષય–આહારનો ત્યાગ જેમાં કરાય તે ઉપવાસ જાણવો; બાકી લાંઘણ કહી છે

**સદ્ગુરુભક્તિ**—જેનામાં સાચા મુનિપણાના ગુણ પરિણમિત હોય, જે જિનોક્ત શુધ્ધ સંયમમાર્ગમાં વિચરતા હોય, વિષય-કષાયથી રહિત હોય, શાંત, દાંત અને ક્ષાંત હોય, આત્મજ્ઞાની અને સમદર્શી હોય, અપૂર્વ તત્ત્વપ્રતિપાદિકા જેની વાણી હોય, તત્ત્વસંવેદન જ્ઞાન, સર્વસંપત્કરી ભિક્ષા અને સજ્જ્ઞાનસંગત વૈરાગ્ય એવા સાધુ સામગ્રથી જે સંપન્ન હોય–એવા સદ્ગુરુની ભક્તિ કરવી, બહુમાન કરવું, પર્યુપાસના કરવી તે આત્મનિર્મલતાનું મહત્ કારણ થાય છે.

**સત્શાસ્ત્રવાંચન-શ્રવણ**—ઉક્ત લક્ષણવાળા સદ્ગુરુ સમીપે સત્શાસ્ત્રનુ શ્રવણ કરવુ

---

ઔદારિકઔદારિક, ઔદારિકતૈજસ, ઔદારિકકાર્મણ, ઔદારિકતૈજસકાર્મણ, વૈક્રિયવૈક્રિય, વૈક્રિયતેજસ, વૈક્રિયકાર્મણ, વૈક્રિયતૈજસકાર્મણ, આહારકઆહારક, આહારકતૈજસ, આહારકકાર્મણ, આહારકતૈજસકાર્મણ, તૈજસતૈજસ, તૈજસકાર્મણ, કાર્મણકાર્મણ એ બધ કહ્યા. ચિત્રકારની જેમ જીવોના રમ્ય અને અરમ્ય રૂપ કરનાર હોવાથી નામકર્મ ચિતારા સમાન કહેલ છે એ નામકર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ વીશ કોડાકોડી સાગરોપમની છે. ગોત્રકર્મ બે પ્રકારે છે. બુદ્ધિ અને લક્ષ્મીથી હીન છતાં જેને લીધે ભવ્ય પૂજનીય થાય તે ઊંચ ગોત્ર અને એ બને સહિત હોય છતાં પૂજનીય ન થાય તે નીચ ગોત્ર કહેવાય. જેમ કુલાલ (કુંભાર) બે ઘટ બનાવે તેમાં એક પૂર્ણકુભ તરીકે પ્રશસ્ત થાય અને બીજો મદિરાને લીધે અપ્રશસ્ત ગણાય, તેમ એ ગોત્રકર્મ કુલાલ સમાન છે.એ ગોત્રકર્મની વીશ કોટી સાગરોપમની સ્થિતિ છે. આઠમું અંતરાયકર્મ. તે દાનાંતરાય, લાભાંતરાય, ભોગાંતરાય, ઉપભોગાંતરાય અને વીર્યાંતરાય એમ પાંચ પ્રકારે છે જેમ રાજા દાન આપવા જતાં ભંડારી અટકાવે તેમ એ કર્મ જીવને દાનાદિકમાં અંતરાય કરે છે તેથી તે ભંડારી સમાન છે. એ અંતરાયકર્મની સ્થિતિ ત્રીશ કોડાકોડી સાગરોપમની છે (ચાલુ.)

અથવા તેવો સુયોગ ન હોય તો આત્મહિતકર સત્શાસ્ત્રનું સ્વયં વાંચન-મનન કરવું.

" આત્માદિ અસ્તિત્વના, જેહ નિરૂપક શાસ્ત્ર;
પ્રત્યક્ષ સદ્‌ગુરુ યોગ નહિં, ત્યાં આધાર સુપાત્ર.
અથવા સદ્‌ગુરુએ કહ્યા, જે અવગાહન કાજ;
તે તે નિત્ય વિચારવા, કરી મતાંતર ત્યાજ."

—શ્રીમદ્‌ રાજચંદ્ર

શ્રીમાન્ હરિભદ્રાચાર્યજી શાસ્ત્રની આ પ્રમાણે પ્રશંસા કરે છેઃ—

" पापामयौषधं शास्त्रं शास्त्रं पुण्यनिबंधनम् ।
चक्षुः सर्वत्रगं शास्त्रं, शास्त्रं सर्वार्थसाधनम् ॥ "
न यस्य भक्तिरेतस्मिन्तस्य धर्मक्रियापि हि।
अन्धप्रेक्षाक्रिया तुल्या कर्मदोषादसत्फला ॥ "

—શ્રી યોગબિંદુ

અર્થાત્—શાસ્ત્ર પાપ-રોગનું ઔષધ છે, શાસ્ત્ર પુણ્યનું કારણ છે, શાસ્ત્ર સર્વત્ર ગમન કરનારું નેત્ર છે, શાસ્ત્ર સર્વ અર્થનું સાધન કરનાર છે.

એવા શાસ્ત્રમાં જેની ભક્તિ નથી તેની ધર્મક્રિયા પણ અંધની પ્રેક્ષણક ક્રિયા જેવી હોઇ, કર્મદોષે કરી અસત્ ફલવાળી હોય છે.

શ્રીમાન્ યશોવિજયજીએ 'શાસ્ત્ર' શબ્દની નિરુક્તિ આ પ્રકારે બતાવી છેઃ—

"शासनात्त्राणशक्तेश्च बुद्धैः शास्त्रं निरुच्यते।
वचनं वीतरागस्य तच्च नान्यस्य कस्यचित् ॥"

—શ્રી અધ્યાત્મોપનિષદ્

અર્થાત્—શાસન કરવાને લઇ અને પ્રાણ-રક્ષણના સામર્થ્યથી 'શાસ્ત્ર' નિરુક્તિથી કહેવાય છે અને એવું વચન તો વીતરાગ દેવનું જ હોય છે; બીજા કોઇનું હોતું નથી.

એવા સત્શાસ્ત્રની યથાશક્તિ-યથાક્ષયોપશમ આરાધના કરવાથી આત્મનિર્મલતા વધતી જાય છે, અને અંતરંગ આનંદની પ્રાપ્તિ થાય છે. अलं प्रसंगेन ।

આમ પર્યુષણ જેવા પર્વદિનોમાં કરવામાં આવતી કેટલીક પ્રચલિત સામાન્ય ધર્મક્રિયાઓનું યથામતિ આપેક્ષિક ઊડતું વિહંગાવલોકન કર્યું. આવી શાંતિપ્રદ કલ્યાણકારી સત્ક્રિયાઓ આત્માર્થના લક્ષપૂર્વક-આત્માભિમુખ દૃષ્ટિએ કરવામાં આવે તો અત્યંત સફળ થાય છે, પરંતુ ક્રિયા જડપણે, સમજ્યા વિના યાંત્રિકપણે (mechanically) તત્ત્વલક્ષ વિના કરવામાં આવે તો તથારૂપ-જોઇએ તેવું સાર્થકપણું થતું નથી, તેમજ કોલાહલથી, ઝઘડાથી, નાની નાની વાતોના મોટા મોટા મતભેદરૂપ વિખવાદોથી કે અન્ય અસમંજતાઓથી આવા પર્વદિનોના પવિત્ર વાતાવરણને પણ જો કવચિત્ કલુષિત કરવામાં આવે તો તે તેમ કરનારની સમજણનો દોષ છે, અતત્ત્વાભિનિવેશ માત્ર છે, કર્મબહુલતાનું લક્ષણ છે.

તાત્પર્ય કે આત્મસિદ્ધિના ઉદ્દિષ્ટ લક્ષ્યને ભૂલ્યા વિના, તેના સતત સ્મરણપૂર્વક જેમ જેમ આપણે તે ક્રિયાઓનું ઊંડું અવગાહન કરીએ તેમ તેમ ઓર આનંદની પ્રાપ્તિ થાય છે અને ઉત્તરોત્તર આત્મશુદ્ધિ થતાં પરમ આત્મસિદ્ધિ સાંપડે છે અને એ જ આ પર્વદિનોની પરમ સાર્થકતા છે, એમ નમ્ર મંતવ્ય છે.



# પ્રભુ મહાવીરે મોહમસ્ત જગતને ત્યાગ-ધર્મ જ કેમ આપ્યો ?

લેખક–મુનિશ્રી હંસસાગરજી મહારાજ.

( ગતવર્ષના પૃષ્ઠ ૩૧૨ થી ચાલુ )

સોમચંદ શેઠ પણ સર્વ વિચારોને મુખમુદ્રા પરથી સત્વર સંકેલી લઇને તેઓના વ્યવહારુ સ્વાગતાદિમાં મોકળે જ મને તેઓ સાથે જોડાયા. પણ ક્ષણ અગાઉની શેઠશ્રીની વ્યગ્રતાને સફાઇથી કળી જનાર મગનલાલ આદિએ સીધુ જ સૂચન કર્યું કે સોમચંદ શેઠ ! આપ આપના પુત્ર મનસુખ અને પુત્રી વાસંતીની ચિંતામા છો ને ? જોયા ધર્મગુરુ ? આપને પણ છોડ્યા ? હવે આપને અમારી એક અરજ છે, સાંભળો ! યદ્યપિ અમો તો આપને હિતસ્વી નથી લાગતા પણ અમોએ તો અમારાથી બનતું આપનું સઘળું હિત કરી છૂટવાનો પ્રયાસ કર્યો જ છે અને તેમા અમો મનસુખનો પત્તો મેળવવા પૂરતા તો સફળ થયા છીએ, માટે મનસુખને મેળવી જ લેવો હોય તો ગાડી તૈયાર કરાવો. એ વાત સાંભળીને આનંદિત થએલા સોમચંદ શેઠે પણ તુર્ત જ ગાડી તૈયાર કરાવી. ગાડીમાં સહુ બેઠા કે તુર્ત જ સૂચના મુજબ ગાડીવાને એ આમ્રવન ભણી દોડાવી. મારતે ઘોડે દોડતી એ ગાડી અલ્પ વારમાં તો મૃતપ્રાયઃ કુસુમના દેહ પાસે ખડી થઇ હતી. તેમાંથી ઉતરીને કુસુમની અવસ્થા જાણ્યા બાદ તો જેઓનો સદંતર હૃદયપલટો થઇ ગયો છે તે જ આ સોમચંદ શેઠ છે !

સ્વપર પરમ અહિતેચ્છુ આત્માઓની ઢબછબ પૂર્વકની જાળમા એ રીતિએ ફસી પડવાને યોગે તે અધર્માત્માઓને પણ શ્રી સોમચંદ શેઠે સર્વસ્વ પ્રકારે આપેલા મદદનીશ વચનોથી સુધારકોને મન આજે ચઢતી કળાના અપૂર્વ પગરણ હતાં. અનેક વર્ષો બાદ એમના કૂડા પ્રયાસોની આંશિક છતાં ય તાત્વિકસિદ્ધિ એમને આજે જ પ્રાપ્ત થઇ હતી. આજે એમનો ભાગ્યભાણ (!) એમને પશ્ચિમે ઊગ્યો ભાસ્યો હતો ! અને એથી જ એ રીતિએ સોમચંદ શ્રેષ્ઠી જેવા જગપ્રસિદ્ધ ધર્માત્માને પોતાની જાળમા ઝકડ્યા પછી તો અન્યોઅન્ય એ સહુ સુધારકો સિંહાવલોકનન્યાયે એક બીજાની સામે જોઇને મૂછમા મરકવા લાગ્યા

એક વખતનો પરમમિત્ર કુસુમ ગમે તે કારણે પણ આ દુનિયામાંથી તો ગુમ જ થવાની તૈયારીમાં હતો, એ નુકશાન આ સુધારકોને સામાન્ય નહોતુ; પણ અતિ કષ્ટસાધ્ય સોમચંદ શેઠ આજે સુસાધ્ય બનીને પોતાના પક્ષમા જોડાયા હોવાથી તેઓને નુકશાની કરતાં નફો જબ્બર મનાયો હતો ! અને એથી જ નીરાધાર સ્થિતિમાં મુકાયેલા મૂર્છિત કુસુમની તો સાર લેવાનું પણ એ સુધારકોએ મનથી જ માંડી વાળ્યુ !

હવે તો એ સહુએ શ્રી સોમચંદ શ્રેષ્ઠીને પોતાના મતમા વધુ ઝકડવા, એમના ઉપાસક પણ બની જઇને અતિ હાવભાવસ્વરૂપ વશીકરણ રીતિની વિદ્યા જ પ્રયુંજવામાં મસ્ત બન્યા [illegible] તેઓએ પોતાની જાળમા વધુ દઢીભૂત થતા દેખીને પણ સાધર્મી શ્રેષ્ઠીના કોમળ દિલમાંથી દયાધર્મને [illegible] નાબૂદ કરી નાખવા દયાના મૂળીયાં જ [illegible] નાખીને એ હૃદયને પાપવાસનારૂપ [illegible] પૂરી દઇને કઠોર કરી નાખવા, [illegible] પવિત્ર મુનિવરો તેમજ ધર્માત્માઓના [illegible] ૧૮ પાપસ્થાનોની [illegible] [illegible] પોતાની [illegible] [illegible] થી થતી [illegible] [illegible] [illegible] શેઠજીને [illegible] ધર્માત્માઓ [illegible]

એના દિલમાં હરેક ધર્મીઓ પ્રતિ ઘૃણા ઉત્પન્ન થઈ; એટલું જ નહિં પણ બનતા પ્રયત્ને એ માની લીધેલા દંભી ધર્મીઓને ખૂબ ઉઘાડા પાડવાનો પણ એકરાર થયો. ખરેખર આત્મા માર્ગચ્યૂત બન્યા પછી તો કહ્યું છે કે-**अतथ्यं मन्यते तथ्यं विपरीतरुचिर्जनः ॥ दोषातुरमनास्तिक्तं ज्वरीव मधुरं रसं ॥५०॥**

**અર્થ**:–"દોષથી પીડાતો, તાવના વ્યાધિવાળો મનુષ્ય જેમ કટુ રસને મધુર માને છે, તેમ વિપરીત રુચિ આત્મા ખોટી વસ્તુને સાચી માને છે." અને તેથી જ તેમની માન્યતા એવી ઘડાય એમાં આશ્ચર્ય નથી, કારણ કે કુસંગીના સંગથી રંગાયલા એ શ્રેષ્ઠી હવે પ્રથમના સોમચંદ શેઠ રહ્યા નથી.

આત્મહિતેચ્છુ બન્ધુઓ ! મારા જ ધર્મી ગણાતા પ્રત્યક્ષ ઘાતકી દૃષ્ટાંતથી હવે તો મને સચોટ સમજાયું છે કે આ કહેવાતો ધર્મીવર્ગ પરમ પાખંડી છે. તેઓની વધુ ઓળખ આપવાની કાળજીથી હવે તો આપ ખચિત જ વિરમશો એવી આશા રાખું છું.

અત્યારે તો આપણી એ પ્રથમ ફરજ છે કે, છેલ્લા શ્વાસ લઇને આયુષ્યના અંતને સૂચવતા આ ભાઇ કુસુમની સારવારમાં ગુંથાઇ જવું તેમજ થોડા જણે આપણા સહુના દેખતાં આ ભયંકર નદીમાં ઝંપાપાત કરેલ મનસુખની શોધમાં નીકળી પડવું. એમ કરતાં કુસુમને આરામ થાય અને મનસુખ જીવંત પ્રાપ્ત થાય તો બંનેને આપણી સાથે જ નગરમાં લઇ જઇએ. ધર્મહીણ આત્માઓના અતિ સંસર્ગના પરિણામે વિપરીત મતિ બનેલા શ્રી સોમચંદ શેઠ બોલ્યા.

સોમચંદ શેઠ! માફ કરજો. મારે કહેવું પડે છે કે આપશ્રીનું અંતઃકરણ તો કહેવાતા ધર્મગુરુઓએ કૃત્રિમ દયાના દંભી ઉપદેશ તળે પ્રથમથી જ અંધશ્રદ્ધાથી પૂરી દીધું છે, રુંધી નાખ્યું છે અને એથી જ એ હૃદય હજુ પણ હિતાહિતના વિચારવિહીનપણે અકર્ત્તવ્ય દિશા તરફ પણ ઢળી જાય છે. આપશ્રીએ તો અત્યારે એ જ વિચારવું ઘટે કે અહિં વધુ વાર થોભવામાં પણ ભયંકર હાનિ છે, કારણ કે કુસુમને જો આરામ ન જ થયો અને મનસુખ પણ જીવંત ન જ મળ્યો તો એ બન્નેનાં ખૂનનો પણ આરોપ આપણા ઉપર જ આવી પડવાનો પૂર્ણ ભય છે. અને જો એમ જ બને તો પછી આપણી સ્થિતિ શું ? મનસુખ પ્રતિ પુત્રમોહવાળા અને કુસુમ પ્રતિ દયાના ઝરાવાળા શ્રી સોમચંદ શેઠના અંતઃકરણને બીજી જ દિશામાં સત્વર પલટીને નિર્દય બનાવવા માટે, 'મનસુખના તો નિષ્કારણ જ વૈરી છતાં' કુસુમ જેવા પરમ મિત્રને પણ પ્રાણાન્ત કષ્ટમાં ય નિરાધાર મૂકીને ભાગી છૂટવાની કઠોર મનોવૃત્તિવાળા સહુ સ્વાર્થસાધુઓની મલિન મનોવૃત્તિને અનુસરીને હિંમતચંદ્રે કહ્યું.

અરે ભાઇઓ ! જો એ વિચારને જ આપણે અનુસરીએ તો તો એ બંને બચવાના હોય તોયે નહિં બચે, અને આ ભયંકર જંગલમાં એ બન્ને નીરાધાર જ મરણ પામશે; એટલુંજ નહિ પણ એમના મૃત કલેવરોને પણ ક્રૂર શ્વાપદો ચૂંથી નાખશે–ફાડી ખાશે ! એમના અંગત સંબંધી કહેવાતા આપણે આ વસ્તુ પણ ધ્યાનમાં લેવી જ ઘટે ને ? સંબંધની વાત બાજુએ રાખો તો પણ નીતિ શું સૂચવે છે ? દુનિયાનો વહેવાર પણ શું સૂચવે છે ? એજ ને ! આમ છતાં પણ એ માર્ગનું આપણે ઉલ્લંઘન કરીશું તો આપણને જગત–દુનિયાદારીના મનુષ્યો શું કહેશે ? તેવાં જ સંયોગવશાત્ પુત્રમોહાદિની વાત મનમાં જ શમાવીને નીતિ અને વ્યવહારનાં નિદર્શનદ્વારા પણ શ્રી મનસુખને મેળવવાની અને કુસુમને સંભાળવાની જ હૃદયગત તમન્નાવાળા સોમચંદ શ્રેષ્ઠી બોલ્યા–

નીતિ અને વ્યવહાર વિગેરે તો લોકવર્ત્તન છે. ગાડરીયા પ્રવાહની માફક જીવન વહનારા આત્માઓએ જ એને હરપળે આગળ કરવાં રહે છે. તત્ત્વદૃષ્ટિ આત્માઓ વસ્તુસ્વરૂપના જ્ઞાતા હોય છે, અને તેવા આત્માઓ અવસરોચિત કરવા ચૂકતા જ નથી. તેમાં

ગાડરીયા પ્રવાહને પણ આડે લાવતા નથી. તેઓ તો નિર્મોહી પ્રાય હોઇને આવા કટોકટીના સમયે એ જ વિચારે છે કે-દેહ, સડનપડન સ્વભાવી હોઇને નશ્વર છે. જન્મ્યો તેનું મૃત્યુ નિશ્ચય હોવાથી વહાલો સબંધી પણ મૃત્યુના મુખમા આવી જ પડવાનો હતો તેથી જ મૃત્યુને ભેટવા તૈયાર રહેવાની એ ફરજમા મૂકાયો છે. એની સાથે મારે સબંધ શું ? તેમ કરતા ક્રમે એ પ્રાણવિમુક્ત થયા બાદ તો એના જડદેહની જગતને પણ કિંમત નથી, તો હું તેને કિંમતી શી રીતે ગણું ? એમ સમજવા છતાં જગતમા કામ આપતા બંધ થએલા પ્રાણીની યોજનામા પડીને માનવજીવનના અણમૂલા વખતને નિરર્થક વેડફી નાખવામાં લાભ શો ? સોમચંદ શેઠની મનોભાવનાનો અમલ નહિ જ કરવા દેવાની ઇચ્છાને લીધે વચ્ચે જ બોલી ઉઠેલા પરમાણંદે એકીને એ મુર્જબ કહેવા સાથે એ પણ ભારપૂર્વક જણાવ્યું કે-ભાઇ હિંમતચંદની ઉપરોકત ભયનિદર્શક વાત પણ એટલી જ મહત્ત્વપૂર્ણ છે.

ભાઇ પરમાણંદ ! તે કહ્યુ તે તો યુક્તિયુક્ત જણાય છે, પણ એક બાજુ આ ભયંકર જંગલ છે અને બીજી બાજુ ઘોર અંધકારને ચોતરફ ફેલાવતી રાત્રિ એ ભયંકરતામાં વધારો કરી રહી છે. સંજોગમાં આ કુસુમને કવચિત્ આરામ થયો તો પણ હિંસક જાનવરો એમને હણી નાખશે માટે મને તો થોડીવાર અહિં થોભવુ જ ઉચિત લાગે છે. વ્હાલા પુત્ર મનસુખને ગંભીર નદીમા ઝંપાપાત કરીને પ્રાણવિમુક્ત થવાની સ્થિતિમા નજરોનજર જોવાથી હૃદયમા તીવ્ર વેદનાગ્નિ ભભૂકી રહ્યો હોવા છતા અત્યારે તો પોતાના હૃદય ઉપર પણ સામ્રાજ્ય ધરાવતા એ સુધારકોની સન્મુખ તો મનસુખની ચિંતા વ્યકત કરવા અશકત જ બનેલા સોમચંદ શેઠને કહ્યુ

સોમચંદ શેઠ ! આપને થોડો વખત પણ અહિં થોભવુ જ ઉચિત લાગે છે એ તો ઠીક પણ ભાગ્યને માનનારા આપણે છીએ તેથી મન તો તેમ કરવુ એ આપને માટે અત્યારે યોગ્ય જણાતુ નથી. કુસુમના પ્રારબ્ધમા જો મનુષ્યપણે વધુ જીવવું નક્કી હશે તો આ ઘોર જંગલમા અને સાથે પ્રાપ્ત થએલી ભયંકર રાત્રિમા પણ એને ઉની આંચ આવવાની નથી. એ તો ખરૂં જ છે ને ? પણ આપણે અહિ રહેના જો કુસુમ યમસદન જ પહોચ્યો તો આપણા તો ભૂરા જ હાલ છે માટે હિંમતચંદની સલાહ અનુસાર આપણે તો કુસુમને અહિં ભાગ્ય ઉપર જ છોડીને ચાલ્યા જવુ એ જ હિતાવહ છે. હિંમતચંદની વાતમા વચ્ચે તાપસી પૂરતા મણિચંદ્રે કહ્યુ.

પરિણામ એ આવ્યુ કે-કુસુમ અને તેનાથી ય વ્હાલા પુત્ર મનસુખ પ્રતિ દયા અને સ્નેહપૂર્ણ લાગણીના સોમચંદ શેઠને અનિચ્છાએ પણ અન્તે એ નિર્વિવેકીઓના વિચારને આધીન થવુ જ પડ્યુ ! અને એથી જ એ બંને ય દુઃખદ અવસ્થાવાનોની સંભાળ કરવાની ભારી ઇતેજારીને મનમા જ શમાવી દઇને એ સર્વની સાથે શેઠીએ પણ ગાડીમા બેસી નગર ભણી પ્રયાણ કર્યું.

મૂર્છિતાવસ્થામાથી ક્રમે સુચેતન બનેલા કુસુમે, એક વખતના એ દિલોજાન મિત્ર મનાતા છૂપા સ્વપરવૈરીઓની એ રીતિની નિર્ઘૃણ મનોદશાને આજે જ સાક્ષાત્ અનુભવી-કાનોકાન સાભળી ! પરને યેનકેનાપિ પાડીને પણ પરમકલ્યાણકર ધર્મનો ધ્વંસ કરી નાખનારા એ વર્ગની સમસ્ત કારવાઇ આજે જ એને ભયંકર રૂપે ભાસી ! એ સહુ પ્રતિનો રાગ એના હૃદયાવાસમાંથી એકાએક નષ્ટ થયો અને એ પછી તો એ કામગીરીના જ પરમ હાથારૂપ આજસુધીનુ પોતાનુ જીવન પણ કુસુમને વધુ કારમુ લાગ્યુ ! અને તેથી જ તેઓની વાતનો વિચાર જ તજી દઇને એ વર્ગની દુષ્પ્રવૃત્તિના આગેવાન બનીને આજ સુધી પોતે જ ઉપાર્જન કરેલ ઘોર પાપોના પશ્ચાત્તાપે ચક્ષુ- દષ્ટિ સન્મુખ તરતા એ અધર્મે એના સમસ્ત દેહને કંપાવી મૂકયો ! ભયંકર પાપાગ્નિના એ ભડકાએ એ કોમળ દિલના બનેલ કુસુમને હૃદયદાહ આપીને ખૂબ જ કદર્થવા માંડયો. પરિણામે

"હા ! મારું શું થશે ?" એવા નિરાશાજનક નિશ્વાસોની પરંપરારૂપી દાવાનળથી સળગતા ઉદ્ગારો એના મૌન રહેવાને યોગ્ય એ ઘોર જંગલમાં પણ હૃદયમાંથી પૂરબહાર ઉછળવા લાગ્યાં ! એ કુસુમને અત્યારે એ જંગલના હિંસક પશુઓના ભય કરતાં પણ પાપનો ભય ભયંકર ભાસ્યો હતો એ એનું પ્રતીક હતું.

એ સાથે બળતામાં ઘીની જેમ પરમોપકારી ધર્મમિત્ર મનસુખનો ત્રિવેણી ઝંપાપાત પણ એને ત્રિવિધ પીડવા લાગ્યો. એ પીડારૂપ ક્ષત ઉપર ધર્મવીર ધર્માત્મા સોમચંદ શેઠને પણ પોતાનું ખોટું જ નિમિત્ત આગળ ધરીને એ ભવાભિનંદીઓએ ધર્મભ્રષ્ટ કર્યો. અરે ! ધર્મ અને ધર્મીજનોનો જ પરમદ્વેષી કર્યો એ બનાવે ખાર નાખ્યો. આથી તો કુસુમના દુઃખે વિકરાળરૂપ ધારણ કર્યું હોવાને લીધે એ આખા ય દિવસના ભૂખ્યા કુસુમની નિદ્રાનું રાત્રિભર અપહરણ કર્યું. અર્થાત્ સમસ્ત રજની પણ એના અનેક અમર્યાદ દુઃખોને વધુ બ્હેકાવવા એ દુઃખી કુસુમથી દૂર જ નાસી ગઈ !

તે તે કષ્ટોનાં સહચર ભૂખ અને શ્રમાદિ કષ્ટોને તો ભૂલી જ જઇને એ ભારી દુઃખના દરિયામાં ડોવાતાં છતાં કુસુમને વહાલા ધર્મમિત્ર મનસુખ તથા બેન વાસંતીની ચિંતા, એ વિકરાળ રાત્રિને વ્યતીત કરવાનું પરમ આલંબન હતું એ સાચું છે પણ એ આલંબને તો દુઃખદ રાત્રિને સેંકડોગણી વધારી મૂકી હતી; અર્થાત્ એ ચિંતાથી તો એ રાત્રિ કેમે ય ખૂટતી નહોતી. એવી ભયંકર કપરી રાત્રિ એ ભયંકર જંગલમાં વહી રહેલી ગંભીર ત્રિવેણુના કિનારે પણ એકાકીપણે જ વ્યતીત કરવાની સ્થિતિમાં મૂકાયલા કુસુમે સવાર થયે પ્રથમ તો મનસુખની જ શોધમાં નીકળી પડવાના નિરધાર ઉપર આવીને તે જંગલમાંના એક અતિ ઊંચા અને ઘટાટોપ વૃક્ષ ઉપર આરોહણ કરીને એ કાલરાત્રિ સમી રાત્રિને કેમે કરીને કષ્ટે વ્યતીત કરી.

જંગલના સમસ્ત હિંસક પશુઓએ ગિરિ ગહ્વરાદિનું શરણું લીધા બાદ, નિર્મળ પ્રભાતે એ આશ્રવનને ભયવિમુક્ત જાણીને મનસુખને મેળવવા અધીરા અને આકળા બનેલા કુસુમે પ્રથમ તો એ વૃક્ષની જ ટોચેથી ત્રિવેણીના કિનારે પોતાની ચપળ દૃષ્ટિને ચોતરફ દૂર દૂર ફેંકી પરિણામે એ નદીને સામે તીરે અતિ દૂર ભૂભાગ ઉપર એક કપડું પડયું હોવા જેવો એમને ભાસ થયો ! અને એથી તો મનસુખના જીવન પ્રતિ જ શંકાશીલ બનીને હાંફળાફાંફળા હૃદયે એ ઝપાટાબંધ વૃક્ષથી નીચે સરકી પડયો.

નીચે ઊતરતાંની સાથે એ નદી ભણી મુઠીઓ વાળીને એ નિષ્પાપ અને નિઃસ્પૃહવૃત્તિધર કુસુમે દોટ મૂકી, એટલું જ નહિં પણ ધર્મમિત્ર મનસુખને સત્વર મેળવવાની તથા બ્હેન વાસંતીને દુઃખમુક્ત કરવાની આતુરતાપૂર્વક ધબકાતા હૃદયે અને ઊંચા શ્વાસે પ્યારા મિત્ર મનસુખવત્ જીવનમરણનો કોયડો અણઉકેલ જ રાખીને એ ત્રિવેણીમાં ઝંપલાવ્યું.

—ચાલુ



# શ્રી મુનિસુંદરસૂરિ.

લેખક : શ્રીયુત મોહનલાલ દલીચંદ દેશાઈ.
B A LL. B Advocate.

(ગતાંક પૃષ્ઠ ૪૦થી શરૂ)

શિરોહીમાં સહસ્રમલ્લના સમયમાં તીડોનો ઉપદ્રવ આપણા ચરિત્રનાયકે ટાળ્યો, તેથી તે રાજાએ પોતાના રાજ્યમાં અમારિ પ્રવર્તાવી (તે માટે હવે પછી જુઓ)

ઈડરના રણમલ્લના રાજ્યમાં ઓસવાલ વચ્છ નામે સંઘપતિ એક રાજા જેવો પ્રભાવશાળી અને કુબેર જેવો શ્રીમંત થયા સ્વદારસંતોષનું વ્રત રાખનાર ચારિત્રવાન અને અનેક સત્રાગાર-અન્નક્ષેત્ર કાઢી દુકાળને સુકાળ કરનાર થયો. તેના ચાર પુત્ર નામે ગોવિંદ, વીસલ (કે જેનો ઉપર ઉલ્લેખ કર્યો છે), અકૂરસિંહ અને હીરો થયા. (ક્રિયારત્નસમુચ્ચયની પ્રશસ્તિ. પીટર્સન રિપોર્ટ ૬ પૃ. ૧૭). રણમલ્લ પછી થયેલા રાવ પૂંજાના બહુમાનપાત્ર ઉક્ત ગોવિંદે તારંગાગિરિ પર કુમારપાલ રાજાના બંધાવેલા અજિતનાથ જૈન મંદિરનો ઉદ્ધાર કરી તેમાંના બિંબનો મ્લેચ્છોએ ભંગ કરેલ હોવાથી તેને બદલે શ્રી અજિતનાથનું નવીન મોટું બિંબ કરાવી પધરાવ્યું ને તેમાં સોમસુંદરસૂરિએ પ્રતિષ્ઠા કરી (સં. ૧૪૭૯) વિશેષમાં ગોવિંદે સંઘપતિ થઇ શત્રુંજય, ગિરિનાર અને સોપારકની યાત્રા કરી જયચંદ્ર વાચકને ઉક્ત સૂરિએ આપેલા સૂરિપદનો ઉત્સવ કર્યો (સો. સૌ. સર્ગ ૭)

ચાંપાનેરનો જયસિંહ સોમસુંદરસૂરિના શિષ્ય સોમદેવસૂરિના વચનોથી મસ્તક નમાવતો હતો (સો. સૌ. ૧૦, શ્લો ૪૦-૪૧. ગુરુ. ર.૧,૧૦૮.)

જુનાગઢમાં લક્ષ્મીસાગરે નાની વય છતાં દુર્વાદીનો મદ ઉતારી મહિપાલ આદિ રાજાઓના ચિત્તને રંજિત કર્યું. (ગુ ર. ૧,૮૫) રા. મંડલીક (ત્રીજો) સં. ૧૫૦૭ માં ગાદીએ આવ્યો. તે જ વર્ષના માઘ (વદિ) સપ્તમી ગુરુવારે વૃદ્ધ તપાગચ્છના રત્નસિંહસૂરિના પટ્ટાભિષેકને અવસરે પંચમી, અષ્ટમી, ચતુર્દશી દિનોમાં સર્વ જીવની અમારિ પ્રવર્તાવી, જ્યારે એકાદશી અને અમાવાસ્યામાં તેનું પાલન પૂર્વે થતું જ હતું (ઉપરકોટમાંનો શિલાલેખ) તેના સમયમાં સં. ૧૫૦૯ માં માઘ શુદિ ૫ ને દિને ગિરનાર પર શ્રીવિમલનાથનો પ્રાસાદ ખંભાતના સંઘપતિ શાણુરાજે બંધાવ્યો ને તેમાં ઉક્ત રત્નસિંહસૂરિએ પ્રતિષ્ઠા કરી. (કે જેનો શિલાલેખ ત્યાં મોજુદ છે.) આ રાજા સોમદેવસૂરિની પૂરેલી અને વિદ્વાનોએ વર્ણવેલી મહાઅર્થવાળી સમસ્યાને કર્ણથી સાંભળી ચમત્કૃત થયો હતો (સોમસૌભાગ્ય કાવ્ય ૧૦, શ્લોક ૩૯. ગુરુગુણરત્નાકર કાવ્ય ૧,૧૦૮).

## દીક્ષાગુરુ દેવસુંદરસૂરિ—

ગ્રંથકારના દીક્ષાગુરુ દેવસુંદરસૂરિ હોય એમ જણાય છે, કારણ કે સં. ૧૪૫૫ માં રચેલ ત્રૈવિદ્યગોષ્ઠી નામની પુસ્તિકામાં ગ્રંથકાર પોતાને તે સૂરિના શિષ્ય તરીકે ઓળખાવી જ્ઞાનસાગરસૂરિ પાસેથી પોતે શીખેલ છે એમ જણાવે છે.[1] સં. ૧૪૬૬ માં રચેલી ગુર્વાવલી શ્લો. ૪૨૦ ને ૪૨૧ માં જણાવે છે કે—'તેમના શિષ્ય તરીકે વાચકોની વચ્ચે ગુણ રહિત હોવા છતાં મારા જેવાને

---

૧ श्रीमत्तपागणनभोगणभास्कराभ श्रीदेवसुन्दर-गणाधिपशिष्यकेण । श्री ज्ञानसागर गुरूत्तमपाठितेन बाल्येऽपि तर्कमुखकान्मुनिसुन्दरेण ॥१॥ ત્રૈવિદ્યગોષ્ઠી અંતે

ગણવામાં આવે છે, જેમ ગ્રહસ્વામીના પુત્ર તરીકે શનિને તે પાંગળો હોવા છતાં પણ ગ્રહમંડળમાં પૂજવામાં નથી આવતો ?–આવે છે તેમ. તેમના હસ્તકમલના વાસક્ષેપનો પ્રભાવ એવો છે કે જે મુકુટધારી( ગચ્છની ગાદીનો મુકુટ ધરનાર )થી હું મુનિસુંદર યોગ્ય થયો.[1] આમાં દેવસુન્દરસૂરિનો ( નહિ કે સોમસુન્દરસૂરિનો ) સંબંધ છે એમ મને લાગે છે. તેમને જ પોતાના ગુરુ તરીકે જણાવે છે, કારણ કે ગુણરત્નસૂરિ, સોમસુન્દરસૂરિ અને કુલમંડનસૂરિનું વર્ણન કરીને તેના ૪૧૬ મા શ્લોકમાં કથેલ છે કે આ ત્રણે ગુરુ શ્રી દેવસુંદરનો આશ્રય લે છે; ૪૧૭ મો શ્લોક તે ગુરુનો પ્રશસ્તિ શ્લોક છે; ૪૧૮મા શ્લોકમાં 'તેમના ( એટલે દેવસુંદરસૂરિના ) ગણરત્નસિંધુમાં મુનીંદ્રરૂપી રત્નો છે એમ કહી ૪૧૯ મા શ્લોકમાં દેવશેખરગણિનું વર્ણન આપી શ્લોક ૪૨૦ ને ૪૨૧ માં ઉપર જણાવ્યા પ્રમાણે પોતાનું નામ ગર્વરહિતપણે દીનતાથી આપે છે. વળી આ ૪૨૧ મા શ્લોક પરથી પોતાને વાચકપદ આપનાર પણ દેવસુંદરસૂરિ હોય તેમ જણાય છે. તે ગુર્વાવલીને અંતે પણ પોતે પોતાને તે સૂરિના વિનેય એટલે શિષ્ય જણાવે છે અને તે જે વર્ષમાં રચાયેલી તે જ વર્ષમાં–સં. ૧૪૬૬માં પોતાને ધર્મ૦ ૫. પ્રમાણે ઉપાધ્યાય–વાચકપદ મળેલું.

ગુર્વાવલીમાં સં. ૧૪૨૪માં સ્વર્ગસ્થ થયેલા સોમતિલકસૂરિના ત્રણ મુખ્ય શિષ્યો ગણાવ્યા– ચંદ્રશેખરસૂરિ, જયાનંદસૂરિ અને ઉક્ત દેવસુંદરસૂરિ. આ છેલ્લાનો ધ. ૫. પ્રમાણે જન્મ–સં. ૧૩૯૬ (સં. ૧૪૮૨ની જિનવર્દ્ધનકૃત તપોગચ્છ ગુર્વાવલી કે જે મેં 'ભારતીય વિદ્યા' પુ. ૨, અંક ૨ માં પ્રકટ કરાવી છે તેમાં સં. ૧૩૯૭), દીક્ષા સં. ૧૪૦૪ મહેશ્વરગ્રામે, સૂરિપદ પાટણમાં સં. ૧૪૨૦માં ( પલ્લીવાળ કુળના આભૂ શ્રેષ્ઠીના વંશજ સંઘપતિ સિંહે કરેલા પદોત્સવપૂર્વક જયાનંદસૂરિની સાથે ) સં. ૧૪૨૦ માં પાટણમાં ગુંગડી સરોવરે જોગી ઉદાયી પાસે ઘણા લોક સમક્ષ તેમને પગે લાગી વંદન કર્યું ત્યારે તેમ કરવાનું શાકે કારણ પૂછતાં તે જોગીએ જણાવ્યું કે ગિરનાર પરના સુવર્ણ-સિદ્ધિ કરનારે 'એ પુરુષ યુગોત્તમ છે' એમ કહ્યું તેથી હું નમું છું. ( જિનવર્દ્ધનની ગુ૦ ) ' ત્યારે આપણો ગ્રંથકાર ગુર્વાવલીમાં કહે છે કે 'પાટણના ગુંગડી તળાવમાં ત્રણસો જોગીના જૂથવાળો ઉદયીપ નામનો યોગી અનેક મંત્રાદિ સમૃદ્ધિવાળું મંદિર કરી ત્યાં સ્થિતિ કરી બેઠો હતો. રોગ કે સ્થાવર જંગમ આપત્તને દૂર કરતો. જલ, અગ્નિ, સર્પાદિનો ભય ટાળનાર, ભૂત, ભવિષ્ય જાણનારો તે અદ્ભુત પુરુષ નૃપ, વણિક, મંત્રી આદિ અખિલ પ્રજાથી પૂજાતો હતો. તેણે દેવસુંદરસૂરિને પોતાના સાથીઓ સહિત દંડવત્ પ્રણામ દૂર રહીને ભક્તિ-ભાવથી કર્યા ને લોકો સમક્ષ ગુરુની સ્તુતિ કરી. સંઘાધિપ નરિયા આદિએ આ નમનનું કારણ પૂછતાં તે જોગીએ કહ્યું કે સુવર્ણસિદ્ધિ કરનારાનાં દિવ્ય જ્ઞાની ગુરુએ એમ આદેશ કર્યો છે કે પદ્મ નામના દંડ પરિકર ચિહ્નવાળા આ સૂરિ વંદ્ય છે અને કલ્યાણદાતા યુગપ્રધાન આદિ છે તેથી હું નમ્યો. ( ધ. ૫. કહે છે કે આ નમન સં. નરિ-યાને વૈરાગ્યનું કારણ થયું. ) વટપદ્રવાસી સારંગ મંત્રી પૂર્વજોના ચાલ્યા આવતા ક્રમ પ્રમાણે જિન-ધર્મ પ્રત્યે દ્વેષી હતો તે દેવવાણીથી તેમને યુગોત્તમ જાણી સિદ્ધપુર જઈ વાંદવા આવ્યો ને ગુરુ પાસે જૈનધર્મ ગ્રહણ કર્યો.' પછીના ૩૨૭ થી ૪૫૦ શ્લોકમાં દેવસુન્દરસૂરિના મુખ્ય શિષ્યો–જ્ઞાન-સાગરસૂરિ, કુલમંડનસૂરિ અને સાધુરત્નસૂરિ તેમજ અન્ય શિષ્યશિષ્યાદિ પરિવારમાં સોમસુંદર

---

[1] शिष्यस्तदीयोऽयमपीति मन्यते श्रीवाचकेन्द्रेष्व गुणोऽपि मादृशः । ग्रहप्रभोः पुत्र इति ग्रहावलौ न पूज्यते पङ्गुरपीह किं शनिः ॥४२०॥
अहो तेषां कराम्भोजवासानां सुप्रभावता । जातो मौलियोग्योऽप्यहकं मुनिसुन्दरः ॥४२१॥

–ગુર્વાવલી

સૂરિ ને ગુણરત્નસૂરિ તથા દેવશેખરગણિ, મુનિસુંદરગણિ. ગ્રંથકાર પોતે, શ્રુતસુંદરગણિ આદિ ઉપાધ્યાયો, ચારિત્રચૂલા આદિ મહત્તરાઓ વગેરે અનેક ગણાવેલા છે.

તેમના સ્વર્ગવાસની વાત ગુર્વાવલીમાં જણાવી નથી તેથી તેની રચનાના વર્ષ સં. ૧૪૬૬ સુધી તેઓ વિદ્યમાન હોય એમ લાગે છે ને તે અનુમાન તે સૂરિના સં. ૧૪૬૬ ના મળતા લેખ ( નં. ૭૬૧ બુ ૧) થી ખરું ઠરે છે. ધર્મસાગરજી પોતાની પટ્ટાવલી કે તેમણે મુખ્યત્વે ઉક્ત ગુર્વાવલી પરથી ઘડી છે તેમાં પણ સ્વર્ગવાસનુ વર્ષ જણાવેલુ નથી શ્રી મોતીચંદભાઈ પોતાના અધ્યાત્મકલ્પદ્રુમના ગુજરાતી ભાષાતરની બીજી આવૃત્તિની પ્રસ્તાવનામા પણ (પૃ. ૬૦) દેવ-સુન્દરસૂરિ સં. ૧૪૫૭મા કાળધર્મ પામ્યા હતા એમ કોઇ આધાર આપ્યા વિના જણાવે છે. સોમસુંદર-સૂરિને સૂરિપદ સ. ૧૪૫૭માં મળ્યું તે પરથી તેમણે આચાર્ય મૃત્યુસમય આસપાસ કોઇ શિષ્યને સૂરિ કરી પટ્ટધર નીમી જાય છે એવું ઘણી વખત બને છે તો અત્ર પણ તેમ બન્યું હશે એમ ધારી ઉપ-રનું સ્વર્ગવાસ વર્ષ જણાવવા પ્રાયઃ દોરાયા હશે, પણ તે અનુમાન કે કલ્પના સત્ય નથી. સં. ૧૪૬૬ સુધી વિદ્યમાન હોવાનું ઉપર જણાવેલ કારણે બરા-બર જણાય છે તેમજ (હાલ સ્વ) શ્રી વિજયધર્મ-સૂરિ 'દેવકુલપાટક'મા પૃ. ૧૨ ની ટિપ્પણીમા તે સૂરિ સ. ૧૪૬૨મા સ્વર્ગે ગયા એમ જણાવે છે તે પણ ખરું નથી, કારણકે સં. ૧૪૬૨ મા લખાયેલી શ્રીમલયગિરિવિરચિત સપ્તતિકા ટીકાની તાડપત્રની પ્રતિને સં. ૧૪૬૫માં શ્રી દેવસુંદરસૂરિના ઉપદેશથી પત્તન( પાટણ )ના જ્ઞાનકોશમાં મૂકવામાં આવી (પત્તનસ્થ પ્રાચ્ય જૈન ભાંડાગારીય ગ્રંથસૂચી નં. ૩૩૨ પૃ. ૨૦૨; તેમજ થોડા વખતમાં પ્રસિદ્ધ થનાર શ્રી જિનવિજય સંપાદિત જૈન પુસ્તક પ્રશ-સ્તિસંગ્રહ નં. ૬૮, પૃ. ૬૭) એટલે સં. ૧૪૬૫ સુધી તો તેઓ અવસ્ય જીવંત હતા.

આ લખાયા પછી મેં સં. ૧૪૮૨ની પં. જિ-નવર્દ્ધન ગણિની તપોગચ્છ ગુર્વાવલી ભારતીય વિદ્યાના બીજા અંકમાં છપાવી છે તે જોવા લેતાં મને માલૂમ પડ્યું કે તેમાં દેવસુંદરસૂરિના સ્વર્ગ-વાસનું વર્ષ સં. ૧૪૬૮ આપેલું છે અને તે યથા-સ્થિત હોવામાં હવે શંકાને સ્થાન નથી.

વિશેષ શોધમાં જણાય છે કે સોમતિલકસૂરિ 'સં. ૧૪૨૪માં સ્વર્ગસ્થ થયા ત્યારે તેને આગલે વર્ષે તેના મુખ્ય ત્રણ શિષ્ય પૈકી ચંદ્રશેખરસૂરિ સ્વર્ગ-સ્થ થયા હતા એટલે બીજા બે શિષ્યો નામે જયા-નંદસૂરિ અને દેવસુંદરસૂરિ બને પટ્ટધર પોતાને ગણા-વતા હતા જયાનદસૂરિ સં. ૧૪૪૧માં સ્વર્ગસ્થ થયા પછી દેવસુદરસૂરિ સોમતિલકસૂરિના અનન્ય પટ્ટધર જીવનપર્યંત રહ્યા (જુઓ પત્તનસ્થ ઉક્ત સૂચી ન. ૩૫૦, પૃ. ૨૧૫, ને ન ૩૮૧ પૃ ૨૩૨) તેમણે પાચને સૂરિપદવી આપી હતી – ૧ જ્ઞાન-સાગરસૂરિ સં. ૧૪૪૧ ખભાતમા, કુલમંડનસૂરિ સં. ૧૪૪૨, તેની સાથે ગુણરત્નસૂરિ સં. ૧૪૪૨ ખંભાત, સોમસુદરસૂરિ સં. ૧૪૫૭ પાટણ અને સાધુરત્નસૂરિ સં. ૧૪૫૮ માં પાટણમા.

અપૂર્ણ—



લેખક : મોહનલાલ દીપચંદ ચોકસી.

# પ્રેમથી મુક્તિ.

( ૨ )

( ગતાંક પૃષ્ઠ ૧૬ થી શરૂ )

લગ્ન કરવા ગયેલા બાવીશમા જિનેશ્વર શ્રી અરિષ્ટનેમી પશુઓનો આર્ત્તનાદ સાંભળી રથને પાછો વાળે છે. એ પ્રસંગ આલેખતાં શ્રી કલ્પસૂત્ર પરની સુખબોધિકા ટીકા રચનાર ઉપાધ્યાય મહારાજ શ્રી વિનયવિજયજી જે જે વાતો–સખીઓના સંવાદરૂપે–હરણ–હરણીના સંવાદરૂપે અને તીર્થપતિ સહ માતાપિતાના સંવાદરૂપે–રજૂ કરે છે એ સર્વનો ભાવ ચોવીશીકાર મહાત્મા આનંદઘનજી, શ્રી દેવચંદ્રજી અને ઉપાધ્યાય મહારાજ શ્રી યશોવિજયજી બાવીશમા પ્રભુના સ્તવનોમાં આણે છે.

'નેમિ જિણેસર નિજ કારજ કર્યું'

એ લીટીથી આરંભ કરતાં શ્રી દેવચંદ્રજી આખાયે બનાવને તાત્ત્વિકતાનો સ્વાંગ સજાવી પુદ્‌ગલનું વિજાતિપણું, રાગદશાથી સંસારભ્રમણ અને પ્રશસ્તાથી આશ્રવનો નાશ અને ક્રમે એ દ્વારા મુક્તદશાનો ચિતાર ખડો કરે છે.

'તોરણ આવી રથ ફેરી ગયા રે હાં.
પશુઆં દેઇ દોષ; મેરે વાલમા.'

વાળા સ્તવનમાં 'કુરંગ'ની રંગભંગતા, મુક્તિસુંદરીની ધૂર્તતા અને પ્રીતનિર્વહન કરવામાં કઠીણતા દર્શાવી દીક્ષા અવસર પર શિર ઉપર હાથ રાખવાની વાતની યાદ આપે છે.

એ બે કરતાં શ્રીમદ્ આનંદઘનજી આખાયે પ્રસંગને વધુ લંબાવે છે અને એમાં પત્ની પોતાને કરવામાં આવેલા અન્યાયને આગળ ધરી પતિને ઉપાલંભ દેતી. યુક્તિઓ દ્વારા તેના કાર્યમાં રહેલી વિચિત્રતાનો ખ્યાલ આપતી અને પ્રાંતે એક કુલીન કાન્તાને અનુરૂપ વર્તન દાખવતી ચિતરે છે. એમાં રસની જમાવટ સાથે તત્ત્વના રહસ્યની ગુંથણી સારા પ્રમાણમાં કરાયેલી છે. એનો પ્રારંભ પ્રેમાળ પત્ની કરુણ સ્વરમાં, છતાં મિષ્ટ ઠપકાયુક્ત નિમ્ન રીતે આરંભે છે. જાણે તીર્થપતિ નેમીશ્વર પાછા વળવાનો દૃઢ નિશ્ચય કરી સામે ઊભા છે, અને વિનમ્ર ભાવે સતી રાજેમતી દલીલદ્વારા એ સર્વ કહી રહી છે–

અષ્ટ ભવંતર વાલહી રે,
તું મુઝ આતમરામ, મનરા વાલા.
મુગતિ સ્ત્રી શું આપણે રે?
સગપણ કોઇ ન કામ, મનરા વાલા.
ઘર આવો હો વાલમ ઘર આવો.
મ્હારી આશાના વિશરામ;
રથ ફેરો હો સાજન રથ ફેરો.
સાજન મ્હારા મનોરથ સાથ.

નારી વિના સ્નેહ નથી બાંધી શકાતો અને તેથી તો જગતમાં જેમની છાપ ઇશ્વરની છે એવા મહાદેવપાર્વતીને અર્ધાંગમાં ધારણ કરે છે ત્યારે તમો શા કારણે હાથ પકડવામાં પીછેહઠ કરો છો?

પશુ અને પ્રાણીવર્ગની દયા ચિંતવનાર ઓ મહાશય! મારા સરખી એક અબળાની પ્રાર્થના પ્રત્યે કેમ બહેરા કાન દાખવો છો? શું તિર્યંચ કરતાં મનુષ્ય ઓછો કરુણાપાત્ર છે!

એક તરફ કલ્પવૃક્ષ સદૃશ ફળને દેવાવાળા પ્રેમતરુને મૂળમાંથી છેદી નાંખ્યો અર્થાત એ

મિષ્ટ સુખોના ભોગ પર પીંછું ફેરવી વાળ્યું અને ત્યાગીજીવન ધારણ કરવાની ઇચ્છા દર્શાવી પ્રાપ્ત થયેલ વૈભવને લાત મારી, પણ ધતુરાના જેવા એ યોગમાં તે શું બન્યું છે? જે જીવનમાં કેવલ ક્ષુધા, પિપાસા, શીત, ઉષ્ણ આદિ પરિષહોની હારમાળા નિત્ય પ્રતિ સહન કરવાની એમાં તે કયું સુખ જોયું? કદાચ તમો મને વળવળતી મૂકી ચાલી નિકળ્યા તેથી હું તો શમશમી બેસી રહીશ, પુરુષ માટે એવા આચરણની નવાઇ પણ નથી! કયા રાજવી નળ પ્રેમી વૈદર્ભીને છોડી ચાલી નહોતો ગયો? પણ મહાનુભાવ! આવા કાર્યથી સજ્જન મંડળીમાં કિંવા રાજસભામાં બેસતાં આપની કેટલી આબરુ વધશે એનો કંઇ વિચાર કર્યો ખરો? કયાં તો પ્રીત કરવી નહીં અને કરવી તો એને સાચવી જાણવી. સાચા પ્રેમીનું તો એ જ લક્ષણ છે. પ્રથમથી મને આવી ખબર મળી હોત તો લગ્ન માણવાનો મનસૂબો કરતે જ નહિં, પણ આપે જે પગલું ભર્યું એ એટલું તો ભયકર છે કે એનાથી આપને તો કંઇ જ ગુમાવવાનુ નથી પણ મારી તો જિંદગી ખલાસ થઈ!

આપ મોટા સમારંભથી ખોબા ભરી ભરી દાન આપો છો અને માંગનારની અભિલાષા પૂરો છો, પણ મેં–આપની દાસીએ એવી તે કઇ ચોરી કરી કે એની માગણી અધૂરી રાખો છો? આપને નિરખી મારી સખીઓ ચંદ્રાનના અને પ્રિયંવદા–વરમા શ્યામતાને દૂષણરૂપ લેખતી હતી એ સામે મેં વિરોધ નોંધાવ્યો હતો પણ આપના આ કાર્યથી મને તેમનું મંતવ્ય સાચુ જણાય છે. આપ પોતે પણ વિચારશો તો એમાં તથ્ય જણાશે. શ્યામળતા સરળતાસૂચક નથી જ.

ઓ સ્વામીનાથ! વધુ શુ કહું? એક તરફ તમો વીતરાગતાના ઢોલ પીટો છો, અરે નિરાગી છો એવો ગર્જારવ કરો છો, અને પવિત્ર પ્રેમદાસહ પ્રીત જોડવાની બાંગ પુકારો છો, તો પછી શા સારૂ શીવસુંદરીનો માર્ગ શોધો છો? અન્યને ઉપદેશો છો? શીવસુંદરીનો વર્તાવ પવિત્ર પ્રેમદા જેવો કયાં છે? એ તો વેશ્યા જેવી છે. તો શા માટે ગણિકા સાથે છેડા–ગાંઠ બાંધો છો? એ માટે યોગીરાજના નિમ્ન વાકયો આ રહ્યા.

રાગીસું રાગી સહુ રે. વૈરાગીસ્યો રાગ:
રાગ વિના કેમ દાખવો રે, મુગતિસુંદરી માગ. મન૦
એક ગુહ્ય ઘટતું નથી રે, સઘળો જાણે લોક;
અનેકાંતિક ભોગવો રે, બ્રહ્મચારી ગત રોગ મન૦

આપ મારા મુગટમણિ છો. કુલીન કાંતાનો ધર્મ એક જ છે કે જેની સાથે વાગ્દાન થયું તેની સાથે જ જીવન નિભાવે એટલે મારી આપ સાહેબને વિનંતી છે કે આપ મારા દૃષ્ટિબિંદુને વિચારો. એકવાર પાછા ફરી આ અંગનાને પોતાની સાથે લઈ જાવ.

'એકવાર મુજને જુઓ રે, તો સીઝે મુજ કાજ'

આમ સતી રાજુલ વિનવણીમાં ઉંડા ઉતરતાં–મોહદશામાં તણાતા ગયા ત્યા કર્ણપટ પર રવ અથડાયા કે વરરાજા તો પાછા સીધાવી ગયા. માતાપિતાને પણ પોતાના વિચારના બનાવી દીધા.

આ શ્રવણ કરતાં જ 'મુજને' યાદ આવ્યું. તરત જ અંતરમાથી અવાજ ઉઠયો કે 'હુ' તે કોણ? અને નેમીનાથ પ્રભુ સહ મારો કેવો સંબંધ? ઉભયમાં 'આત્મત્વ' સરખું જ. બાકી એ પુરૂષરૂપમાં અને હું સ્રીરૂપમાં દૃષ્ટિગોચર થઉં છું એ તો કર્મરાજે ઉભો કરેલ તમાસો જ! જ્યાં સાચી વીતરાગદશા પ્રાપ્ત થઇ કે તરત જ એ ભેદ

# વર્તમાન સમાચાર.

## પંજાબ સમાચાર.

### શીઆલકોટમાં શ્રી જગદ્‌ગુરુદેવની જયંતી

ભા. શુ. ૧૦ ની રાત્રિના આઠ વાગ્યે રાયસાહેબ લાલા કર્મચંદજી અગ્રવાલ ઓનરરી માજીસ્ટ્રેટના બંગલે પંડિત ૐકારનાથજી વકીલ (સભાપતિ સનાતન સભા)ની અધ્યક્ષતામાં જાહેર સભા ભરવામાં આવી.

આવતીકાલે જેઓની જયંતી સમારોહથી ઉજવવાની છે તે અકબર બાદશાહ પ્રતિબોધક જગદ્‌ગુરુશ્રી **હીરવિજયસૂરીશ્વરજી** મહારાજના જીવન વિષયમાં પંડિત હંસરાજજી શાસ્ત્રીએ મનોહર ભાષણ આપી સારો પ્રકાશ નાખ્યો હતો આજે સ્થાનકવાસી ભાઇઓના આગેવાન વિગેરેની હાજરી ખાસ તરી આવતી હતી.

ભા. શુ. ૧૧ તા. ૧-૯-૪૧ સોમવારે શ્રી આત્માનંદ ભુવનમાં આચાર્યશ્રીમદ્વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજની અધ્યક્ષતામાં શ્રી જગદ્‌ગુરુદેવની જયંતી સમારોહપૂર્વક ઉજવવામાં આવી. પ્રથમ શ્રી આત્માનંદ જૈન ગુરુકુળની ભજન મંડળીના જગદ્‌ગુરુદેવના મનમોહિત ભજનો થયા.

શ્રી જગદ્‌ગુરુદેવના આદર્શજીવન ઉપર પંડિત સરસ્વતીનાથજી ગુજરાંવાલા, પંડિત પુરૂષોત્તમચંદ જૈન શાસ્ત્રી એમ. એ. લાહોર અને પંડિત હંસરાજજી શાસ્ત્રી તથા પંડિત ભગવાનદાસજી આદિ વક્તાઓએ ભાષણ આપતાં એઓશ્રીના જીવનની મુખ્ય મુખ્ય ઘટનાઓ પર પ્રકાશ ફેંક્તા જણાવ્યું કે જગદ્‌ગુરુદેવ કેવલ જૈન સમાજના જ ઉપકારી નહોતા, પરંતુ અખિલ ભારતવર્ષના ઉપકારી હતા; બલ્કે વિશ્વભરના ઉપકારી કહેવામાં આવે તો પણ અતિશયોક્તિ ન કહેવાય. અકબર બાદશાહને પ્રતિબોધી છ માસ તથા છ દિન જીવહિંસા બંધ કરાવવી, જીજિયાકર યાત્રિઓનો ટેક્સ વિગેરે બંધ કરાવવા એવા અનેક જ્વલંત ઉદાહરણ છે.

અધ્યક્ષસ્થાનેથી આચાર્યશ્રીજીએ બુલંદ અવાજે જગદ્‌ગુરુદેવના કાર્યો પર સુંદર પ્રકાશ નાંખી માંગલિક સંભળાવ્યું.

ભજન મંડલીના ભજનો પશ્ચાત્‌ પ્રભાવના લઇ સભા વિસર્જન થઇ.

---

ભૂસાઈ જાય! કર્મરાજનું ત્યાં કંઈ જ ચાલે નહીં. જો પતિ એવા નેમીનાથે ત્યાગનો રાહ સ્વીકાર્યો તો તેમની પત્ની તરિકે મારો ધર્મ પણ તેમના ચીલે ચાલવાનો જ ગણાય, તો જ આજ્ઞાધારિણી બિરુદ લેખે લાગે. અને એમનો આશય ખોટો પણ નથી જ. કાયમને માટે આ ભેદો ભુસી વાળવા. સદાને માટે જન્મ-મરણની જંજાળને તોડી નાંખવી એ દક્ષતાનું જ કાર્ય કહેવાય. હવે મને સમજાય છે કે આઠ ભવની પ્રીતિ યાદ કરી એ માત્ર ઇશારો કરવા આવ્યા હતા કે-

'મેં જવાનો નિરધાર કર્યો છે અને તું પણ નિશ્ચય કરી લ્યે. ફિકર નહિ. આ તો શાશ્વત સંબંધ સાંધવાની યુક્તિ બતાવી. બસ, આ ક્ષણિક ભોગોની લિપ્સાથી સર્યું. ક્યારે કેવળજ્ઞાન થયાની ખબર આવે કે હું દોડી પહોંચું. એ વિચારશ્રેણીમાં રાજેમતીએ 'સંયમ' સ્વીકાર કરવાનું ઉમદા તત્વ મેળવ્યું. પ્રેમનું બીજ પ્રાંતે ત્યાગમાં પરિણમી મુક્તિનું નિમિત્ત બન્યું.

## શીઆલકોટ શહેરમાં જૈન રામાયણનો ચઢેલો વરઘોડો.

જૈન અને સનાતની આદિ હિન્દુભાઇઓની જૈન રામાયણ સાંભળવાની ભાવના થતા આચાર્યશ્રીજીને સર્વે ભાઇઓએ મળી પ્રાર્થના કરી કે હે ગુરુદેવ ! અમોને તુલસી રામાયણ અને વાલ્મિકી રામાયણ સાંભળવાનુ તો સૌભાગ્ય પ્રાપ્ત થયુ છે પણ હજુ સુધી જૈન રામાયણ સાંભળવાનુ સૌભાગ્ય પ્રાપ્ત થયુ નથી અમારા ભાગ્યોદયે આપ શ્રીનુ પધારવુ થયુ છે તો આપ કૃપા કરી અમોને જૈન રામાયણ સંભળાવી અમારી જિજ્ઞાસાને પૂર્ણ કરો જેથી અમોને નવુ નવુ જાણવાનું મળે આચાર્યશ્રીજીએ એઓની પ્રાર્થના મંજૂર કરી આસો સુદિ બીજના દિવસે જૈન રામાયણ વાચના કરમાવતાં સૌના મનોમયૂર હર્ષથી નાચી ઉઠયા અને અમાવાસ્યાના બપોરે જૈન રામાયણનો વરઘોડો સમારોહથી કાઢવાનો નિશ્ચય કર્યો.

મુખ્ય મુખ્ય શહેરમા આમંત્રણપત્રિકાઓ મોકલાવી. ગુજરાવાલા, લાહોર, અમૃતસર, નારાવાલ, જેહલમ, જમ્મુ, દિલ્હી, બિકાનેર આદિથી ઘણા બંધુઓ સમય પર આવી પહોચ્યા

બપોરના ત્રણ વાગ્યા પછી જૈન રામાયણનો વરઘોડો સમારોહપૂર્વક રાયસાહેબ લાલા કર્મચંદજી અગ્રવાલ ઓનરેરી માજીસ્ટ્રેટની કોઠીથી ચઢયો અને મુખ્ય મુખ્ય બજારોમા ફરી શ્રી આત્માનંદ જૈન ભુવનની પાસે ઉતર્યો. શ્રી આત્માનંદ જૈન ગુરુકુળની ભજન મંડળી, નારોવાલની ભજન મંડળી અને સનાતન ધર્મની ભજન મંડળીઓએ માનવમેદનીના મન આકર્ષી લીધા હતા બે બગીઓને શણગારી એકમા કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યરચિત ચૌદમી શતાબ્દિની હસ્તલિખિત જૈન રામાયણની પ્રત પધરાવવામા આવી અને બીજીમા ન્યાયામ્ભોનિધિ જૈનાચાર્ય શ્રીમદ્વિજયાનંદસૂરીશ્વરજી ( આત્મારામજી ) મહારાજની પ્રતિકૃતિ પધરાવવામાં આવી હતી. વરઘોડામા જૈનો ઉપરાંત બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, સનાતની, આર્યસમાજી, શીખ, મુસલમાન વિગેરે સર્વે કોમના બંધુઓએ સંમિલિત થઇ જૈન ધર્મની શોભા વધારી હતી જોવા માટે બજારોમાં તો માનવમેદની ઘણી જ ઉભરી પડી હતી બહારથી આવેલા તેમજ અત્રેના સ્થાનકવાસી ભાઇઓ પણ વરઘોડો જોવા ઉતરી પડયા હતા

બીજના સવારે સાડાસાત વાગ્યે લોકોના ઉત્સાહ અને જયજયકારની સાથે જૈન રામાયણનુ વ્યાખ્યાન આચાર્યશ્રીજીએ બુલંદ અવાજથી શરૂ કર્યું.

બહારથી પધારનાર સર્વે બંધુઓની ભોજન આદિથી ભક્તિ રાયસાહેબ લાલા કર્મચંદજી ઓનરરી માજીસ્ટ્રેટે કરી હતી

રાયસાહેબ લાલા કર્મચંદજી ઓનરરી માજીસ્ટ્રેટ કરાચી પધારેલા હોવાથી એઓના જ્યેષ્ઠ પુત્ર બાબુ દીનાનાથજી અગ્રવાલે બહારથી પધારેલા મહેમાનોનુ ભોજન આદિથી ઘણુ જ સુંદર સ્વાગત કર્યું હતુ.

ઉક્ત બાબુજીએ તથા લાલા ગોપાલશાહજીએ વરઘોડાની વ્યવસ્થા સુંદર જાળવી હતી.

શ્રી આત્માનંદ જૈન સેવક મંડળ, શ્રી આત્માનંદ જૈન યુવક મંડળ અને શ્રી વિજયાનંદ જૈન સેવક મંડળ ગુજરાવાલાએ ભોજન, પંડાલ અને વરઘોડા આદિની સુંદર વ્યવસ્થા જાળવી યશ પ્રાપ્ત કર્યો હતો.

## આચાર્ય શ્રીમદ્ વિજયકમળસૂરીશ્વરજી મહારાજની જયંતિ.

આસો શુદિ ૧૦ મંગળવાર તા ૩૦–૯–૪૧ના રોજ આચાર્ય મહારાજશ્રીની સ્વર્ગવાસતિથિ હોવાથી શ્રી જૈન આત્માનંદ સભા-ભાવનગર તરફથી જયંતિ ઉજવવામા આવી હતી. સવારમા શ્રી મોટા જિનાલયમા શ્રી નવપદજીની પુજા ભાવનાપૂર્વક ભણાવવામા આવી હતી અને બપોરના સભાસદોનુ સ્વામીવાત્સલ્ય કરવામા આવ્યુ હતું.

## સુધારો

ભાદરવાના અંકમા રૂા. ૧૨૫) શેઠ ફતેહચંદ ઝવેરભાઇ તથા રૂા ૭૫) શેઠ ઝવેરભાઇ ભાઇચંદના જયંતી ફંડ માટે છપાયુ છે, તે રૂા ૧૨૫) ફતેહચંદભાઇ, જાદવજીભાઇ, અનોપચંદભાઇ, ચીમનલાલ ભાઇના મળીને શેઠ ઝવેરભાઇ ભાઇચંદને નામે સમજવો




## પ્રતિમા-પૂજન

લેખક અને સંગ્રાહક મુનિરાજશ્રી ભદ્રંકરવિજયજી મહારાજ. આચાર્યશ્રી વિજયદાનસૂરીશ્વરજી જૈન ગ્રંથમાળા ગ્રંથાંક ૨૮.

શ્રાવકધર્મની મુખ્ય શરૂઆત શ્રી જિનેશ્વર દેવની દ્રવ્યભાવપૂજા છે, અને તે અનુપમ ધર્મ-ક્રિયા છે. મૂર્તિપૂજાનો તો મૂળ આગમોમાં અધિકાર છે, અને મૂર્તિપૂજનથી પ્રાણીને ઉત્તરોત્તર શું અપૂર્વ ફળ પ્રાપ્ત થાય છે તે આ ગ્રંથમાં શાસ્ત્રાધારો અને યુક્તિ વગેરેથી સમજાવવામાં આવેલ છે. મૂર્તિપૂજનના વિરોધીઓને વાંચવા જેવો આ ગ્રંથ છે. આવા ગ્રંથો મૂર્તિપૂજનમાં શ્રદ્ધા કરાવનાર છે. કિંમત આઠ આના પોસ્ટેજ સાથે, ગોપીપુરા સુરત ઉપરોક્ત ગ્રંથમાળાને લખવાથી મળી શકશે.

---

## શ્રી સ્તંભતીર્થ સ્તવનમાળા.

યોજક તથા પ્રકાશક શાહ ચંદુલાલ જેઠાલાલ ખંભાતવાળા. આધુનિક રાગમાં સ્તવનો તથા વીરવિજયજીકૃત સ્નાત્રપૂજા, શાંતિજિન કલશ, અષ્ટપ્રકારી પૂજા, મોટી શાન્ત તથા પચ્ચખ્ખાણ વિ. નો સંગ્રહ ધર્મપ્રેમી બંધુઓ માટે ઉપયોગી છે. પ્રકાશકને ત્યાંથી ઠે. ઝવેરી બજાર દેરાસરની બાજુમાં, બીજે માળે, ઘર નં. ૧૨૨ મુંબઈ એ સરનામે રૂા. ૦-૦-૨ની પોસ્ટની ટિકિટો મોકલવાથી ભેટ મળી શકશે.

---

## શ્રી જિનપ્રભસૂરિજીકૃત વિધિમાર્ગ પ્રપા નામ સુવિહિત સમાચારી. સંપાદક સાક્ષરવર્ય શ્રીમાન જિનવિજયજી.

શ્રી જિનદત્તસૂરિ પ્રાચીન પુસ્તકોદ્ધાર ફંડના ૪૪મા ગ્રંથ તરીકે પ્રકટ કરવામાં આવેલ છે.

જુદી જુદી ૪૧ બાબતોની ખરતર ગચ્છીય વિધિવિધાન ક્રિયામાર્ગ આ ગ્રંથમાં બતાવવામાં આવેલ છે. શ્રી જિનપ્રભસૂરિજી મહારાજ ખરતરગચ્છમાં પ્રભાવક પુરુષ થઈ ગયા છે. અનેક ગ્રંથો તથા સ્તોત્રની રચનાઓ કરી છે. સંપાદકશ્રીજીએ આ ગ્રંથની બહુ સરલ અને સંકલનાપૂર્વક રચના કરી છે. સાથે પાઠાંતરો, પાછળ પરિશિષ્ટો આપવામાં આવ્યા છે. આ ગ્રંથ માગધી ભાષામાં હોવા છતાં સંપાદક સાક્ષરવર્યશ્રીએ વિદ્વત્તાપૂર્ણ પ્રસ્તાવના ગુજરાતી ભાષામાં બહુ સુંદર શૈલીથી લખી છે અને આ ગ્રંથમાં કઈ કઈ વિધિઓ આવેલી છે તે વિસ્તારપૂર્વક આપેલ હોવાથી આ ગ્રંથ જૈન સાહિત્યમાં કેટલો ઉપયોગી છે તે બતાવી ગ્રંથગૌરવમાં વૃદ્ધિ કરી છે. છાપકામ બાઈંડીંગ પણ ઘણું જ સુંદર છે. જ્ઞાનભંડારો અને લાઈબ્રેરીના શણગારરૂપ આ ગ્રંથ છે. મળવાનું સ્થળ, શ્રી જિનદત્તસૂરિ જ્ઞાનભંડાર, ગોપીપુરા, સુરત.

---

## "શ્રી પંચસંગ્રહ" (દ્વિતીય ખંડ)

શ્રીમાન્ ચંદ્રમહત્તરાચાર્યરચિત અને આચાર્ય શ્રી મલયગિરિરચિત ટીકાનો આ અનુવાદ ગ્રંથ છે. આ ગ્રંથ જૈન કર્મસાહિત્ય વિષયનો એક સમર્થ ગ્રંથ છે. આ ગ્રંથનો અનુવાદ કરનાર ભાઈ હીરાલાલ દેવચંદ છે. પંચસંગ્રહ જેવા કર્મસાહિત્ય ગ્રંથના અનુવાદને લોકભાષામાં ઉતારવો એ સહેલું કાર્ય નથી, કેમકે તે માટે કેટલું ઊંડું જ્ઞાન, અભ્યાસ અને પઠનપાઠન હોવું જોઈએ એ સહેજે સમજી શકાય તેવું છે. શ્રીયુત હીરાલાલભાઈએ આ ગ્રંથનું ભાષાંતર સાદુ અને સરલ કરવા ઉપરાંત ગ્રંથમાં અનેક સ્થળે વિષયને સ્ફુટ કરવા માટે ટિપ્પણીઓ આપી ગ્રંથની ગૌરવતામાં વૃદ્ધિ કરી છે. હીરાચંદભાઈએ અનુવાદમાં ચર્ચાતા વિષયનો વિશેષ પરિચય ગ્રંથની શરૂઆતમાં આપેલ વિષય અનુક્રમણિકા વાંચતા જ વાચકને જણાય તેમ છે. આ અનુવાદ કર્મવિષયના અભ્યાસીઓને ખાસ અભ્યાસ માટે ઉપયોગી બનેલ છે. કિંમત પાંચ રૂપીયા. મળવાનું સ્થળ, અમદાવાદ જૈન સોસાયટી નં. ૧૫



પુસ્તક : ૩૮ મું આત્મ- સં. ૪૬ : અંક : ૨ જો : વીર સં. ૨૪૬૭ ભાદ્રપદ : વિક્રમ સં. ૧૯૯૭ . સપ્ટેમ્બર

## मयूरान्योक्ति.

वसंततिलकावृत्त.

अस्मान्विचित्रवपुपस्तव पृष्ठलग्नान्,
कस्माद्विमुञ्चति भवान्यदि वा विमुञ्चे ।
रे नीलकंठ ! गुरुहानिरियं तवैव,
मौलौ पुनः क्षितिभृतां भविता स्थितिर्नः ॥१॥

વાચક બન્ધુઓ ! આ એક સ્વજન સહકારદર્શક અમૂલી અન્યોક્તિ છે. આપણે સૌ જાણીએ છીએ અને બોલીએ પણ છીએ કે "મોર' પીછે રળિઆમણો, વણપીછે લજવાય." આ જૂની પણ સર્વાંગ સત્યભરેલી કહેવત છે. એનો યથાર્થ ઉપયોગ ન કરવાથી વ્યવહારમાં કેવી ન્યૂનતા દેખાય છે એ બતાવવા એક કવિની આ મનોહર કૃતિ છે.

"એક મયૂર પોતાના પીછા ઊતારી નાખવા તૈયાર થયો, એ જ વખતે એ પીછાંઓ મયૂરને કહેવા ( વિનવવા ) લાગ્યા કે.–હે ભાઇ મયૂર ! અમે ચિત્રવિચિત્ર ( શોભાભર્યા ) છીએ, અને તારી પાછળ લાગેલા (ઊગેલા–ચોટેલા)

છીએ, અર્થાત્ આપણો પરસ્પરનો ઘણો જ જૂનો-નિકટનો અને સતત નિભાવવા જેવો જગજાહેર સંબંધ છે, માટે અમે વિનવીએ છીએ કે અમને શા માટે ઊતારી નાખો છો? હે શાણા! અમને ન ઊતારી નાખો. આટલી અમારી અંગત સ્નેહસંબંધભરી લાગણી સાથે માગણી છે, છતાં આપ અમને આપના શરીર પરથી દૂર જ કરશો તો હે નીલકંઠ! અમારું આ છેલ્લું વિવેક-વિનયવાળું વાકય સાંભળી લ્યો કે અમને તો આપે દૂર કર્યા કે તુરત જ અમે તો ( અમારી રંગબેરંગી સૌંદર્યતાને લીધે ) કોઈ રાજા-મહારાજાના શિરમોર-(મુગટ)માં સ્થાન પામીશું પણ તમે તો તે જ વખતે **મોર બાંડો** એવી ક્ષુદ્ર પદવીને પામશો!!!

વ્હાલા વિચારક બન્ધુઓ, સંસારવ્યવહારમાં શિક્ષણરૂપ આ અન્યોક્તિ છે. હંસ એ સરોવરથી અને સરોવર હંસથી શોભે છે, પરસ્પરની સહાય કે સંબંધ વિના વ્યવહાર સૂકો-લૂખો લાગે છે. પાંચ આંગળીવડે જ પહોંચો રૂડો લાગે છે. સજ્જનોના સ્વભાવમાં તો આ ગુણ અગ્રગણ્ય છે કે अंगिकृतं सुकृतिनः परिपालयन्ति જેને અંગિકૃત ( પોતાનાં-સ્વજન-આપ્તજન ) ગણ્યાં, તેને સજ્જનો યાવજ્જીવન પર્યંત નભાવે છે—

આ અન્યોક્તિ સ્વજ્ઞાતિ-સ્વદેશ-સ્વધર્મ વગેરેમાં પણ અનુકરણીય છે. પોતાના સાથને તજે છે તે જરૂર પાછળથી પસ્તાય જ છે.

વસંતતિલકા છંદ.

**પીછાં વદે મયૂરને સુવિવેક વાણી, ત્યાગો નહીં ઘટ પરસ્પર સ્નેહ જાણી,**
**આશ્રિત ને સુભગ સુંદરતાભરેલાં, હે નીલકંઠ, તવ અંગ વિષે ઠરેલાં;**
**તે ત્યાગતાં તમતણી અપકીર્તિ થાશે, પીછાં જરૂર નૃપના મુગુટે જડાશે,**
**દંતો જતાં મુખ વિષે પડી જાય ખાડો, પીછાં વિના જન વદે અહીં મોર બાંડો.**

ગુણગણશોધક-બોધક,
**રેવાશંકર વાલજી બધેકા**
**નીતિધર્મોપદેશક-ઉ૦ જૈન કન્યાશાળા-ભાવનગર**

તા. ૧૯-૮-૪૧ ભોમ
શ્રી પર્યુષણનો આરંભ
દિવસ.

લે.-મુનિશ્રી હેમેન્દ્રસાગરજી મહારાજ

# પર્વાધિરાજ પર્યુષણપર્વ

(ગતાંક પૃષ્ઠ ૧૧ થી ચાલુ)

પંચમી એ સંવત્સરીનો
ક્ષમાપનાનો પ્રચલિત દિન હતો
ભગવાન કાલિકાચાર્યની પૂર્વે
દક્ષિણાયને સ્થિત સૂર્યને
ઉત્તરાયને જવું પડે તેમ
ચતુર્થીએ સંવત્સરી દિનનુ સ્થાન લીધું.
હજીએ અચળપણે આરાધ્ય છે ભવિજનોમા,
યથા અડગ અભય અદ્રિરાજ.
ધર્મ પર આવતી આપત્તિ
દૂર કરી શિક્ષા અપાવી અધર્મીઓને.
ને પ્રભાવના કરી જૈન ધર્મની
તેથી એ જ સૂરીશ્વરનો મનાવવો જોઇએ
સ્મરણીય-જયંતીદિન.
યુગે યુગે મહાપુરુષોના કાર્યો નવીનતા અર્પે છે.
ચતુર્થી સ્મરણ-દિન છે જૈનોનો.
પુણ્યવંતો મેળવે પ્રેરણા
એ ઐતિહાસિક અને અમર દિનમાંથી.
પર્યુષણ ઉત્સવ એટલે જગતના
સર્વ આત્માઓ સાથે આત્મઐક્ય ભાવના.
દેવ, ગુરુ, ધર્મની નિશ્ચય શ્રધ્ધા ધારણ કરતા
જિજ્ઞાસુઓ અન્ય દેશસ્થ હો કે—
અન્ય જાતીય હો, અન્ય અન્ય આહારપોષિત-
વપુધારી હો,
પણ સર્વ છે-બંધુઓ,
એ વિશાળ ભાવી આદેશ જૈનધર્મનો.

अनन्नदेशजाया, अनन्नाहारवड्ढियसरीरा ।
जे जिणवयणपण्णत्ता, ते सव्वे बंधुआ भणिया ॥

અંતરે સ્થાપિત હો એ હેવી આદેશ
પર્યુષણ ઉજવવાનો એ છે દિવ્ય સંદેશ
સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન ને
સમ્યગ્ચારિત્ર એ મોક્ષમાર્ગ
માર્ગગામી મહાનુભાવો ?
પર્વારાધનથી પ્રગટે સમત્વ
સમભાવી હોય મુનિવરો,
સમભાવનું વાતાવરણ પ્રસરાવે
સર્વ સ્થળે સમભાવી સાધુજનો,
સંઘમાં ને રાષ્ટ્રમાં,
સંયમ ને મૈત્રીના સુસંસ્કાર સમર્પે,
સમભાવી ને સેવાભાવી સાધુજનો.
પર્યુષણ એટલે તીર્થંકરોની
સર્વશ્રેષ્ઠ ભાવનાઓને
પ્રકાશિત કરનાર એક મહાપર્વ.
એ પર્વે વસ્યા છે નૈતિક સદ્‌ગુણો.
ધર્મોન્નતિમાં રાષ્ટ્રોન્નતિ
ને રાષ્ટ્રોન્નતિમાં ધર્મોન્નતિ
ઉભય અન્યોન્ય સહાયક;
પણ તે ક્યારે ?
વિવેકપૂર્ણ દૃષ્ટિ હોય ત્યારે;
"સત્પુરુષો સદા હોય શુધ્ધ, તેને બીજાં અનુસરે,
શ્રેષ્ઠ સંસ્કારને પામે, જ્ઞાની તારે અને તરે"
"यद्द यद्दाचरति श्रेष्ठ-स्तद्देवेतरो जनः (ગીતા)

× × ×

આજે ભારતે દીન અનાથ દુ:ખીજનોનો
આક્રંદ કરતો મહાસાગર ઉમટ્યો છે.
અનાથ વિદ્યાર્થીઓ ચાહે આર્થિક સહાય.
આજના વિદ્યાર્થીઓ, ભવિષ્યના ધર્મરક્ષકો.
વિદ્યાર્થીઓને મદદ એ જ
સાચો ધર્મપ્રચાર.
સંસ્કારી છાત્રાલયોમાં સંસ્કારપૂર્ણ ધર્મસૂત્રોનું
શિક્ષણ એ જ સાચું ને સજીવન જ્ઞાન.
જ્ઞાનની સજીવનતા એ જ
પર્વાધિરાજની સત્ય ઉપાસના.

દુ:ખી વિધવાઓ ચાહે શુભ સંસ્થાઓ;
ચારિત્રવાન વિધવાઓથી દેશોન્નતિ;
અનાથ દીન વિધવાઓ ઉદર માટે
શું મેળવે સાધન? કયાંથી મેળવે?
આશ્રયવિહીન વિધવાઓ કેમ વર્તે?
સાધન વિના ધર્માન્તર ને અનીતિમય જીવન.
સાધનો પૂરા પાડવા શાસ્ત્રો સંબંધો યે ઉપદેશે છે.
સમાજના વિચારકો! રૂઢીસ્તંભો!
ચારિત્રશાળી શ્રેષ્ઠીઓ!
લક્ષ્મીને યોજો શુભદાનમાં;
યુગ ફરે તેમ યોજના પણ ફરે;
વિદ્યાદાન શ્રેષ્ઠ ગણ્યું વિદ્વજ્જનોએ;
ઉદરપોષણ ને જ્ઞાનનાં સાધનો
દુ:ખી વિધવાઓને અર્પણ થતાં
કર્તવ્યનિષ્ઠ બનશે ને
સાધશે આત્મ-સાધના.
સુધારક શ્રેષ્ઠીઓ!
પુરાણી રૂઢીમાં આગ્રહ તો ન જ સંભવે;
પલટી નાખો, મહાજનો!
એ પુરાણો દાનનો પ્રવાહ;
સુપાત્રદાન એ સાધર્મી ભાઇ-બહેનોને આપો.
વિધવાને આશ્રય દેવો એ શ્રેષ્ઠ પુણ્ય.
દાનવીર શ્રીમંતો!
દાનમાં ન હોય જાતિભેદ કે ધર્મભેદ.
દાનવીરને તો સજાતિ કે વિજાતિ
ઉભય સમાન, જાણે નિજ દેહનાં નેત્રયુગલ.
વિદ્યાલયો, છાત્રાલયો, કોલેજો, ગુરુકુલો,
શાળાઓ સર્વ વિદ્યાનાં કેન્દ્રસ્થાનો.
તે સ્થાપિત કરી, ઉદાર ગૃહસ્થો!
સાધી લ્યો પર્યુષણપર્વની સફળતા.
આજના વિદ્યાર્થીઓ તો
દેશના ભાવી નાયકો;
જર્જરિત વસ્ત્ર ન ટકે,
ક્ષીણ મૂળનું વૃક્ષ ભૂમિએ પડે,
તેમ વિદ્યાહીન ભાવી સમાજ
ધર્મહીન થતાં પરિણામ શું?
છિન્નભિન્નતા ને નાશનો પ્રારંભ.
દિવ્ય ભાવનાશાળી સાધુઓ
અને સાધ્વીઓ, આપણા ધર્મસ્થંભો,
ઉદ્દભવશે એ જ આશાધારી
ઉછરતા વિદ્યાર્થી અને વિદ્યાર્થીની વર્ગમાંથી
શ્રીમંતો! આપો તેમને
જ્ઞાનવૃધ્ધ થવાનાં સબળ સાધનો.
પર્યુષણ એટલે મહાદાન પર્વ.
સમાન ધર્મપાલકો પર વાત્સલ્યભાવ,
દીનનાં દુ:ખ હઠાવવાં,
એ પર્યુષણનું અમૂલ્ય સાફલ્ય ટાણું.
સાધુ-સાધ્વી, શ્રાવક-શ્રાવિકા,
જ્ઞાનભંડાર, જિનરાજ મંદિર
પ્રતિમાનું યથાર્થ પાલન
એ સર્વ જિનધર્મ અખંડ રાખવાનાં સાધનો.
પર્વાધિરાજ પર્યુષણ એટલે
જૈન શાસનનું મહોન્નતકારક પર્વ.
વિવિધ રીતે ગાયું છે પર્યુષણપર્વનું
પુરાતન માહાત્મ્ય જૈન કથાકારોએ;
દેવદ્રવ્ય, વૃધ્ધિ અને અમારીપાલન.
એ શુભ પ્રસંગો ગણ્યા મહોત્સવ-સાધન.
અનેક સાધને થાય પર્વારાધના,
સાધ્ય એક ને સાધનો અનેક.
સપ્ત ક્ષેત્રોને નવપલ્લવિત રાખવા
ઉપદેશે છે સૂરિપુરંદરો,
"એકની ઉપેક્ષામાં સર્વનો વિનાશ."
જીવન્ત છે જ્યાં સુધી કલાશિલ્પ
ત્યાં સુધી જીવન્ત છે જૈનત્વભાવના.
દેવદ્રવ્યનો સદુપયોગ થવો ઘટે
જીર્ણ મંદિરોના જીર્ણોધ્ધારમાં;
ભવ્યાત્માઓની દર્શન શુધ્ધિભાવના
સજીવન રાખે છે જિનમંદિરો,
તદ્ અર્થે દ્રવ્યસંગ્રહ ને સદુપયોગ
પ્રશસ્ય છે એ જ શાસ્ત્રરહસ્ય,

# ઉપદેશક પુષ્પો.

સમાહકઃ—પંન્યાસ શ્રી સમુદ્રવિજયજી મહારાજ.

( ગતાંક પૃષ્ઠ ૧૯ થી શરૂ )

વળી આ પ્રત્યેક ધ્યાનના પણ ચાર ચાર ભેદો છે. તેમના લક્ષણ નીચે મુજબ છે.

( ૧ ) શોક, આક્રન્દન, વિલાપ ઇત્યાદિ **આર્ત્તધ્યાન** કહેવાય છે.

( ૨ ) ક્રૂર પરિણામ ઇત્યાદિ **રૌદ્રધ્યાન** કહેવાય છે.

( ૩ ) જિનપ્રણીત તત્ત્વને વિષે શ્રદ્ધા વગેરે ઉત્પન્ન કરવામાં નિમિત્તરૂપ ધ્યાન **ધર્મધ્યાન** કહેવાય છે.

( ૪ ) બાધાથી વિમુખ અને સંમોહાદિથી રહિત ધ્યાન તે **શુક્લધ્યાન** કહેવાય છે

આર્ત્તધ્યાનના ચાર ભેદ પડે છે, તે નીચે પ્રમાણે છે–

(૧) અનિષ્ટ શબ્દ વિગેરે વિષયોનો સંબંધ થતાં એ વિષયોનો કેવી રીતે વિયોગ થાય? એનાથી કયારે હું છૂટું? એમ વિચાર કર્યા કરવો તે **પ્રથમ આર્ત્તધ્યાન** છે. આ **"અનિષ્ટસંયોગાર્ત્તધ્યાન"** છે.

(૨) કોપાયમાન થયેલા વાત, પિત્ત અને શ્લેષ્મના સંનિપાતરૂપ નિમિત્તથી ઉદ્ભવતી શૂળ, માથું દુઃખવું, તાવ આવવો વિગેરે અનેક પ્રકારની વેદનાને મટાડવા માટે સતત વિચાર કર્યા કરવો તે **દ્વિતીય આર્ત્તધ્યાન** છે આ **"રોગચિન્તાર્ત્તધ્યાન"** કહેવાય છે.

(૩) ઇષ્ટ શબ્દ વગેરે વિષયોનો સંબંધ થયા બાદ ફરી ફરીને તે વિષયોનો સંયોગ જ હો કિન્તુ વિયોગ ન થાઓ, એ પ્રમાણે ચિન્તન કર્યા કરવું તે **તૃતીય "ઇષ્ટવિયોગાર્ત્તધ્યાન"** છે.

---

પરસ્પર ક્ષમાપના, વૈરવૃત્તિ-વિનાશ,
બ્રહ્મચર્યપાલન, એ સર્વ પર્વસેવન વતો
શારીરિક, માનસિક શક્તિનો વિકાસ થાય
પર્વસેવી પાત્રોની પ્રેરણાથી
દેવેન્દ્ર ઊજવે નંદીશ્વર દ્વીપે,
હોંશ ધરી, હર્ષોન્માદ કરી,
માનવો કેમ ન ઉજવે?
ધર્મનું, દાનનું, દિવ્ય આનંદનું પર્વ
જૈન ભવિજનો! કેમ ન ઊજવો હર્ષથી?
રાગ-દ્વેષ ટળે, નિર્વાણ અધિકાર મળે,
આત્માનંદના મહોદધિમાં
દિવ્ય સ્નાન મળે, પુણ્ય વધે, પાપ બળે,
વીતરાગપદના સતત સેવનથી
વિશ્વબંધુત્વનો રમ્ય પાઠ મળે
પર્યુષણ પર્વનો ઉત્સવ એટલે
જીવનનો શ્રેષ્ઠતમ આનંદ.
એ આનંદમા રસબસ થવું
એ જૈન જીવનનો ભાગ્યોદય.
એ હેમવર્ણીય ભાગ્યરવિના
પુનિત કિરણસ્નાનથી દેહનાં અણુએ અણુમાં
દિવ્યતા ધારો.
આજે એ પર્યુષણ પર્વ,
એ મહોત્સવનો,
રમ્ય અરુણોદય છે.

(૪) કામથી જેમનું મન વિહ્વલ બન્યું છે તેવા મનુષ્યો દેવેન્દ્ર, ચક્રવર્તી વગેરેની ઋદ્ધિ ભવાંતરમાં મળે એમ નિદાન કરે–ભવિષ્યમાં પૌદ્‌ગલિક સુખ મળે તે માટે નિયાણું કરે તે **ચતુર્થ "અગ્રશોચાર્ત્તધ્યાન છે."**

રૌદ્રધ્યાનનાં ચાર ભેદો નીચે પ્રમાણે છે.

(૧) પ્રાણીઓનો વધ કરવો, તેનું ઉદ્બંધન કરવું, તેમને પરિતાપ પમાડવો ઇત્યાદિ પ્રકારની હિંસા સંબંધી સતત વિચાર કરવો તે **હિંસાનુબંધી નામનું પ્રથમ રૌદ્રધ્યાન** છે. દ્વેષવડે જીવોને બાંધવા, હણવા, વગેરેનો વિચાર કર્યા કરવો એ આ ધ્યાનનો વિષય છે.

( ૨ ) જીવોને મારવાની પ્રવીણતાપૂર્વક તેમ જ નિરંતર તીવ્ર અને ભયંકર આશયપૂર્વક દુઃખ દેવાનો વિચાર કર્યા કરવો તે **મૃષાનુબંધી નામનું દ્વિતીય રૌદ્રધ્યાન** છે. જૂઠું બોલવાની વૃત્તિમાં જે ક્રૂરતા આવે છે તેને લીધે જે સતત ચિન્તન થયા કરે તે આ બીજા પ્રકારનું રૌદ્રધ્યાન છે એમ અન્યત્ર સૂચવાયું છે. છળ–પ્રપંચાદિકના આશયથી અસત્ય બોલવાની અને તેને સત્ય તરિકે સ્થાપવાની ચિંતા એ આ ધ્યાનનો વિષય છે.

( ૩ ) દ્રવ્યની ચોરી કરવાના ઉપાયમાં મનને રોકવાનો સતત વિચાર કરવો તે **સ્તેયાનુબંધી નામનું ત્રીજું રૌદ્રધ્યાન** છે. અથવા લોભરૂપ કષાયના ઉદયને લીધે આતુર ચિત્તથી ને લોભ સંબંધી વિચાર કર્યા કરવો તે ત્રીજું રૌદ્રધ્યાન છે. ક્રોધાદિ કષાયને વશ પરંતુ દ્રવ્યાદિ હરી લેવાનો સતત સંકલ્પ એ આ ધ્યાનનો વિષય છે.

(૪) વિષયોના અર્જન, સંરક્ષણ તેમ જ વ્યયનાં કારણનો સતત વિચાર કરવો તે **વિષયાનુબંધી નામનું ચોથું રૌદ્રધ્યાન** છે. વિષયના સાધનરૂપ ધન, પરિવાર ઇત્યાદિના રક્ષણ વગેરેની સતત ચિંતા એ આ ધ્યાનનો વિષય છે.

ધર્મધ્યાનના ચાર ભેદ નીચે પ્રમાણે છે—

(૧) આગમના અર્થનો નિર્ણય કરવા માટે સતત વિચાર કરવો તે **આજ્ઞાવિચય–ધર્મધ્યાન** છે. પૂર્વાપર વિરોધથી રહિત સમસ્ત જીવોને હિતકારી, પાપથી મુક્ત, ગંભીર અર્થથી યુક્ત, દ્રવ્ય અને પર્યાયવડે ગૂંફિત અને સર્વજ્ઞપ્રણીત એવા આગમના અર્થનો નિશ્ચય કરવારૂપ ચિંતાનો પ્રબંધ તે **આજ્ઞાવિચય–ધર્મધ્યાન** છે. ટૂંકામાં કહીએ તો સર્વજ્ઞની આજ્ઞા શી છે? એની પરીક્ષા કરવા માટે ચિત્તની એકાગ્રતા કરવી તે આજ્ઞાવિચય ધર્મધ્યાન છે. અન્ય રીતે વિચારીએ તો વીતરાગ–સર્વજ્ઞની જે આજ્ઞા છે તે જ **ધર્મ** છે, એવી ભાવનાપૂર્વક તેમની આજ્ઞાઓનો સતત વિચાર કરવો તે આ પ્રથમ પ્રકારનું ધર્મધ્યાન છે.

(૨) ગૌરવ, વિકથા, પ્રમાદ, પરિગ્રહ ઇત્યાદિવડે સન્માર્ગથી પતિત ન થવાય તે માટે ચિંતન કર્યા કરવું, અથવા મૂળ અને ઉત્તરપ્રકૃતિના વિભાગથી ઉદ્‌ભવેલ જન્મ, ઘડપણ અને મરણરૂપ ( ભવ ) સમુદ્રમાં ભ્રમણ કરી કરીને ખિન્ન થયેલા આત્માએ સાંસારિક સુખ–પ્રપંચો અપાયના કારણરૂપ છે. એમ વિચાર્યા કરવું, અથવા મિથ્યાત્વથી આવૃત બનેલા–કલુષિત થયેલા મનવાળા કુદૃષ્ટિઓએ પ્રરૂપેલા ઉન્માર્ગથી આ પ્રાણીઓ કેવી રીતે દૂર રહે તેનો સતત વિચાર કરવો તે **અપાયવિચય–ધર્મધ્યાન** બીજા પ્રકા-

રનુ છે. ટૂંકામા કહીએ તો દોષના સ્વરૂપનો અને તેનાથી મુક્તિ મેળવવાનો ચિંતા-પ્રબંધ તે આ ધ્યાન છે રાગ, દ્વેષ વગેરે સંસાર બંધનના કારણો હોઈ એ કષ્ટરૂપ છે એવો વિચાર એ પણ આ ધ્યાનનો વિષય છે.

(૩) શુભ અને અશુભ કર્મના વિપાક વિષે સતત ચિંતન અથવા નરક, તિર્યંચ, મનુષ્ય અને દેવના ભવમા કર્મોનો અનુભવ લેવો પડે છે, એ વિષે સતત વિચાર કરવો તે ત્રીજું **વિપાકવિચય-ધર્મધ્યાન** છે.

(૪) દ્રવ્ય અને ક્ષેત્ર સંબંધી રચના યાને આકાર વિશેષનું સતત ચિંતન અથવા તો પંચાસ્તિકાયરૂપ લોકના-સંસ્થાનના સ્વરૂપનું એકાગ્ર ચિંતન તે **ચોથું સંસ્થાનવિચય ધર્મધ્યાન** છે

એ રીતે હે વાચક! ધર્મધ્યાનનું સંક્ષેપથી સ્વરૂપ કહ્યું. આ લોકમા પણ સતજનોને એનું અનંત માહાત્મ્ય પ્રાપ્ત થાય છે દુષ્કર્મથી ઉત્પન્ન થયેલ મહાશોકને જે ધ્યાન હઠાવે તે **શુક્લધ્યાન** કહેવાય છે તેના પણ ચાર ભેદો નીચે પ્રમાણે છે.

(૧) (ચૌદ) પૂર્વમાના શ્રુત સંબંધી અર્થ, વ્યંજન અને યોગના પરસ્પર સંક્રમણ પરત્વે વિચાર કરવારૂપ દ્રવ્ય, પર્યાય અને ગુણોના સંચાર સંબંધી ધ્યાન તે **પૃથક્ત્વવિતર્ક-સપ્રવિચાર શુક્લધ્યાન** છે, અથવા પરનો આશ્રય લીધા વિના નિર્મળ અને શુદ્ધ એવા આત્મસ્વરૂપનું સતત ચિંતન અથવા જીવ અને અજીવના સ્વભાવ તેમજ વિભાવને પૃથક્ પૃથક્ કરવાપૂર્વક દ્રવ્ય અને પર્યાયનો અલગ અલગ વિચાર કરતા પર્યાયનો ગુણમા અને ગુણનો પર્યાયમા સંક્રમણ કરવારૂપ સતત વિચાર, અથવા વિતર્ક, વિચાર અને પૃથક્ત્વથી સંયુક્ત બની અલ્પાંશે ચપળ તરંગવાળા સમુદ્રની જે અક્ષુબ્ધ દશા છે તેવી દશા અનુભવવી તે પણ આ ધ્યાનનો પ્રકાર છે.

(૨) એકત્વવિતર્ક અને અપ્રવિચારથી યુક્ત તેમજ પવન નહિ લાગતો હોય એવા દીપકની જેમ સ્થિર એવું ધ્યાન તે **એકત્વવિતર્કઅપ્રવિચારરૂપ શુક્લધ્યાન** છે.

(૩) સૂક્ષ્મ ક્રિયાથી જે પતિત ન થવું તે ત્રીજું **સૂક્ષ્મક્રિયાઅપ્રતિપાતિ શુક્લધ્યાન** છે, અથવા (માનસિક અને વાચિક એ) બે યોગોનો નિરોધ કરી ફક્ત કાયિક વ્યાપાર કરનારાને જે ધ્યાન હોય છે તે આ ધ્યાન છે.

(૪) ક્રિયાની અનિવૃત્તિના ઉચ્છેદરૂપ ધ્યાન તે ચોથું **વ્યુપરતક્રિયાઅનિવૃત્તિરૂપ શુક્લધ્યાન** છે, અથવા શૈલેશી અવસ્થાને પ્રાપ્ત થયેલા તેમજ ત્રણે યોગથી રહિત એવા (મહાનુભાવો) अ, इ, उ, ऋ અને ऌ એ પાંચ હ્રસ્વ સ્વરો બોલતા જેટલો સમય લાગે તેટલા કાળ પ્રમાણ સુધી જે ધ્યાન ધરે છે તે આ ધ્યાન છે.

કર્મક્ષયથી ઉત્પન્ન થયેલ તથા કેવલ આત્મપ્રકાશરૂપ આ શુક્લધ્યાન યોગીઓને કેવલજ્ઞાનના અવસરે થાય છે.

આ ધ્યાન પોતાની મેળે અથવા સુગુરુના ઉપદેશથી થાય છે, પરંતુ વજ્રઋષભનારાચ સંઘયણવાળાને જ સ્થિર હોઈ શકે. આ ધ્યાન જ્યારે સ્થિર થાય ત્યારે ક્ષણવારમા

# પર્યુષણા-

## આત્મસિદ્ધિનું મહાપર્વ.

ડૉ. ભગવાનદાસ મનઃસુખભાઈ મહેતા.

( ગતાંક પૃષ્ટ ૧૪ થી ચાલુ )

**સામાયિક**—સમભાવની પ્રાપ્તિ જેમાં થાય તે સામાયિક. સમભાવ એટલે રાગદ્વેષરહિત મધ્યસ્થ પરિણામ. રાગદ્વેષની ઉત્પત્તિ અહંત્વ અને મમત્વને લઇ થાય છે, પણ સામાયિકમાં ભાવવા યોગ્ય આત્મભાવનાથી તે અહંત્વ-મમત્વ દૂર થાય છે, રાગદ્વેષની પરિણતિ ટળે છે અને સમભાવ સાંપડે છે. "આ દેહાદિથી હું ભિન્ન છું, આત્માથી અતિરિક્ત સર્વ પદાર્થો મારા નથી, હું તો અનંતજ્ઞાન-દર્શન-વીર્યનો સ્વામી શુધ્ધ ચૈતન્યઘન આત્મા છું" એવી સદ્ભાવનાથી સમત્વ દૃઢ થાય છે. વળી સામાયિકનો વિશેષ લાભ તો એ છે કે તેમાં સત્શાસ્ત્રનો સ્વાધ્યાય કરવાની સુંદર યોજના પણ અંતર્ભૂત છે. શાસ્ત્રકારોએ પુનઃ પુનઃ સામાયિકનો આદેશ કર્યો છે તે એટલા માટે કે તેમાં સ્થિતિ કરતો શ્રાવક પણ શ્રમણ સમાન થાય છે. 'समणो इव सावओ' અને શ્રમણનું પ્રધાન લક્ષણ પણ શું છે? 'आया सामाइए.'

**"આતમજ્ઞાની શ્રમણ કહાવે,**
**બીજા તો દ્રવ્યલિંગી રે;**
**વસ્તુગતે જે વસ્તુ પ્રકાશે,**
**આનંદઘન મત સંગી રે"**

**—શ્રી આનંદઘનજી**

**ચતુર્વિંશતિસ્તવ**-વિશ્વની પરમ વિભૂતિરૂપ જે પરમ પુરુષો વર્ત્તમાન ચોવીશીમાં થઇ ગયા તેઓના પાવન નામનું સ્મરણ કરતાં, તેમના ગુણોનું સંકીર્ત્તન કરતાં, તેમના પવિત્ર ચરિત્રનું વિભાવન કરતાં આપણને તે પરમ પુરુષસિંહોના-પુરુષવર પુંડરીકોના પરમપુરુષાર્થની ઝાંખી થાય છે, આત્મપરાક્રમ કરવા માટે પ્રેરણાબળ સાંપડે છે અને જેવું તે પરમાત્મ પુરુષોનું સ્વરૂપ છે તેવું જ મારું પોતાનું સ્વરૂપ છે એવું આત્મભાન જાગૃત થાય છે.

શ્રીમાન્ **યશોવિજયજી**એ આ ભગવદ્‌ભક્તિની પ્રશંસા કરી છે કેઃ—

सारमेतन्मया लब्धं, श्रुताब्धेरवगाहनात् ।
भक्तिर्भागवती बीजं, परमानंदसंपदाम् ॥

**—દ્વાત્રિંશત્દ્વાત્રિંશિકા.**

"શ્રુતસમુદ્રનું અવગાહન કરતાં મને આ સાર મળ્યો છેઃ ભગવંતની ભક્તિ પરમાનંદ સંપદાઓનું બીજ છે."

આ ભગવંતના વંદન આદિ કેવા વિવેક-વિનયપૂર્વક કરવા જોઇએ તે માટે શ્રીમાન **હરિભદ્રસૂરિજી** પ્રકાશે છે.

"स्थानकालक्रमोपेतं, शब्दार्थानुगतं तथा ।
अन्यासंमोहजनकं, श्रद्धासंवेगसूचकम् ॥

---

કર્મક્ષય નીપજાવીને યોગીંદ્રને મોક્ષદાયક કેવલજ્ઞાન ઉપજાવે છે.

"આ સમસ્ત જગત અવશ્ય કર્મને વશ છે તેથી 'આ મેં કર્યું' એવો મદ કદી પણ કરવો નહી. અજ્ઞજનો કાર્ય સધાય ત્યારે આ મેં કર્યું એમ બોલીને અભિમાન કરે છે, અને તે કાર્ય ન સધાય ત્યારે દૈવને દોષ આપે છે."

—( ચાલુ )

प्रोल्लसज्ज्ञावरोमाञ्च वर्धमानशुभाशयम्।
अवनामादिसंशुद्धमिष्ट, देवादिवन्दनम् ॥"
—શ્રી યોગબિન્દુ.

અર્થાત્—

સ્થાન-કાલ અને ક્રમથી જે યુક્ત હોય.
શબ્દ અને અર્થને જે અનુવર્ત્તતું હોય,
બીજાને જે સંમોહ ન ઉપજાવે એવું હોય,
શ્રદ્ધા અને સંવેગ જે સૂચવતું હોય,
ભાવથી જેમાં રોમાંચ ઉલ્લસતા હોય,
જેમાં શુભાશય વર્ધમાન થતો હોય,
પ્રણિપાત 'આદિથી જે સંશુદ્ધ હોય.
એવું દેવાદિવંદન ઇષ્ટ છે.

**પ્રત્યાખ્યાન**—પરપરિણતિથી નિવૃત્ત થવું તેનું નામ પ્રત્યાખ્યાન તેવી પરિણતિનો ત્યાગ નો અભ્યાસ નાના પ્રકારના શાસ્ત્રોક્ત પચ્ચખ્ખાણથી થાય છે.

**સ્વાધ્યાય**—આ શબ્દ જ અત્યંત સૂચક છે. સ્વ + અધ્યાય,-આત્મસ્વરૂપનો અભ્યાસ કરવો તે સ્વાધ્યાય. સત્શાસ્ત્રના વાચન-મનન-પરાવર્ત્તન આદિ સ્વાધ્યાયના અનેક પ્રકાર ઉદ્દિષ્ટ સાધ્યને જ સિધ્ધ કરે છે.

**કાયોત્સર્ગ**—કાયાનો ઉત્સર્ગ. આ દેહાદિ હું નથી, તેથી હું સર્વથા ન્યારો છું, એમ દેહાધ્યાસનુ વિસર્જન કરવુ, ત્યાગ કરવો, અને "મારા આત્માને આ દેહાદિના મમત્વથી વ્યુત્સૃષ્ટ કરી, વિખૂટો પાડી, વોસરાવી (અપ્પાણ વોસરામિ), હુ પરમાત્માના અથવા શુધ્ધ આત્મસ્વરૂપના ધ્યાનમા નિમગ્ન થાઉં છુ,"—એવી ભાવનાપૂર્વક જે એકાગ્ર ચિત્તનિરોધ કરવો ત કાયોત્સર્ગ. આ કાયોત્સર્ગ આત્મશુધ્ધિનુ મહાકારણ થાય છે, અને તેની ઉત્કૃષ્ટ સિધ્ધિ થતા, દેહ છતા જાણે દેહાતીતદશા ઉત્પન્ન થાય છે.

"દેહ છતાં જેની દશા, વર્તે દેહાતીત,
તે જ્ઞાનીના ચરણમાં, હો વંદન અગણિત."
શ્રીમદ્ રાજચંદ્રજીપ્રણીત શ્રી આત્મસિદ્ધિ.

## ક્ષમાપના પદ.

વસંતતિલકા ૭૬

તારા ગુના પ્રભુ! અમે અધિકા કર્યા છે,
ભૂલોતણા નિધિ ઘણા હૃદયે ભર્યા છે;
સ્વાર્થાંધ થૈ હિત બહુ જનોના હર્યાં છે,
જાણ્યા છતાં નયને ઝેર સદા ઝર્યાં છે. ૧
તોડ્યા અહો નિયમ મેં બહુ વાર લઇને,
મોડ્યા હશે અવરનાં સુખ અંધ થઇને;
ભાગ્યાં ભલાં વચન મે વળી કોલ દઇને,
સેવ્યા ન સત્પુરુષને વિમુખે રહીને. ૨
એ સર્વ પાપ હર દેવ! દયા કરીને,
ભૂલે ભરેલ ગુણહીન શિશુ ગણીને;
યાચું દયા પરમદેવ! પગે પડીને,
માગું ક્ષમા ફરી ફરી હૃદયે રડીને. ૩
રાયચંદ મૂળજી પારેખ.

કાયાની વિસારી માયા,
સ્વરૂપે શમાયા એવા;
નિર્ગ્રંથનો પંથ,
ભવ અંતનો ઉપાય છે."
—શ્રીમદ્ રાજચંદ્રજી.

**પ્રતિક્રમણ**—આનો યત્કિંચિત્ રહસ્યાર્થ ઉપર પ્રસંગવશાત્ કહ્યો છે પોતાના સ્વસ્થાનથી ભ્રષ્ટ થઇને જે આ જીવ પરસ્થાનમા ગયો છે તેનું તેના મૂળસ્થાન પર ગમન, તેનુ નામ પ્રતિક્રમણ તે સ્થાને ગમન ક્યારે થાય? જો કર્મમલની વિશુધ્ધિ થાય તો અને ત કર્મમલની વિશુદ્ધિ કેમ થાય? જો સાચા અતરંગ પશ્ચાત્તાપરૂપ જલથી સ્વકૃત પાપનુ પ્રક્ષાલન થાય તો. એટલા માટે પ્રતિક્રમણ ક્રિયામા પાપની આલોચના કરવાની વ્યવસ્થા કરવામા આવી છે,

" पडिसिद्धाणं करणे,
किच्चाणमकरणे य पडिक्कमणं।
असद्दहणे य तहा,
विवरीयपरूवणाए य ॥ "

" પ્રતિષિધ્ધ વસ્તુઓના કરવામાં, કર્ત્તવ્યોના નહિ કરવામાં, અસદ્દહણા-અશ્રધ્ધામાં, અને વિપરીત પ્રરૂપણામાં-એમ જે દોષ લાગ્યા હોય તેનું પ્રતિક્રમણ હોય છે. "

પ્રતિક્રમણને શ્રીમાન્ મહામતિ **હરિભદ્રાચાર્યજીએ તૃતીય ઔષધની** ઉપમા આપી છે.

"प्रतिक्रमणमप्येवं, सति दोषे प्रमादतः ।
तृतीयौषधकल्पत्वाद्विसंध्यमथवासति ॥

**—શ્રી યોગબિંદુ.**

" પ્રમાદથી દોષ થયો હોય વા ન થયો હોય, તો પણ પ્રતિક્રમણ તૃતીય ઔષધ તુલ્ય હોવાથી, બન્ને સંધ્યા સમયે કર્તવ્ય છે. " ત્રીજા પ્રકારનું ઔષધ રોગ હોય તો દૂર કરે છે અને ન હોય તો રસાયનપણે પરિણમે છે. તેમ પ્રતિક્રમણ પણ દોષ થયો હોય તો દૂર કરે છે, અને ન થયો હોય તો પણ આત્મધર્મની પુષ્ટિરૂપ રસાયનપણાને પામે છે.

**ક્ષમાપના**—હું સર્વ જીવને ક્ષમા આપું છું, સર્વ જીવો મને ક્ષમા આપો; મારે સર્વભૂત માત્ર પ્રત્યે મૈત્રીભાવ છે, મારે કોઇ સાથે વૈર નથી.

"खामेमि सव्वे जीवा, सव्वे जीवा खमंतु मे।
मित्ति मे सव्वभूएसु, वेरं मज्झं न केणइ ॥"

એવી ક્ષમાપનાની શુધ્ધ ભાવનાથી પાપપ્રાગ્ભાર લઘુ-હળવો થવાથી આત્મા સ્ફૂર્ત્તિમાન્ થાય છે, અને આશયની સ્ફીતતા તથા વિશાળ ચિત્તતા પ્રગટે છે. અથવા પ્રકારાંતરે પ્રભુ પાસે નિજ દોષપ્રકાશનપૂર્વક ક્ષમા યાચવી તે પણ ક્ષમાપનાનો સુંદર પ્રકાર છે. જેમકે—

"હે ભગવન્! હું બહુ ભૂલી ગયો. મેં તમારાં અમૂલ્ય વચનોને લક્ષમાં લીધા નહિં. મેં તમારા કહેલા અનુપમ તત્ત્વનો વિચાર કર્યો નહિં. તમારા પ્રણીત કરેલા ઉત્તમ શીલને સેવ્યું નહિં. તમારા કહેલા દયા, શાંતિ, ક્ષમા અને પવિત્રતા મેં ઓળખ્યા નહિં.

હે ભગવન્! હું ભૂલ્યો, આથડ્યો, રઝળ્યો અને અનંત સંસારની વિટંબણામાં પડ્યો છું.

હું પાપી છું. હું બહુ મદોન્મત્ત અને કર્મરજથી કરીને મલિન છું.

પરમાત્મા! તમારા કહેલા તત્ત્વ વિના મારો મોક્ષ નથી.

હું નિરંતર પ્રપંચમાં પડ્યો છું, અજ્ઞાનથી અંધ થયો છું, મારામાં વિવેકશક્તિ નથી, અને હું મૂઢ છું, હું નિરાશ્રિત છું, અનાથ છું.

નિરાગી પરમાત્મા! હવે હું તમારું, તમારા ધર્મનું અને તમારા મુનિનું શરણ ગ્રહું છું.

મારા અપરાધ ક્ષય થઇ હું તે સર્વ પાપથી મુક્ત થઉં એ મારી અભિલાષા છે.

આગળ કરેલા પાપોનો હું હવે પશ્ચાત્તાપ કરું છું.

જેમ જેમ હું સૂક્ષ્મ વિચારથી ઊંડો ઉતરું છું તેમ તેમ તમારા તત્ત્વના ચમત્કારો મારા સ્વરૂપનો પ્રકાશ કરે છે.

તમે નિરાગી, નિર્વિકારી, સચ્ચિદાનંદસ્વરૂપ, સહજાનંદી, અનંતજ્ઞાની, અનંતદર્શી અને ત્રૈલોક્યપ્રકાશક છો.

હું માત્ર મારા હિતને અર્થે તમારી સાક્ષીએ ક્ષમા ચાહું છું.

એક પળ પણ તમારા કહેલા તત્ત્વની શંકા ન થાય, તમારા કહેલા રસ્તામાં અહોરાત્ર હું રહું એ જ મારી આકાંક્ષા અને વૃત્તિ થાઓ.

હે સર્વજ્ઞ ભગવન્! તમને હું વિશેષ શું કહું? તમારાથી કંઇ અજાણ્યું નથી. માત્ર પશ્ચાત્તાપથી હું કર્મજન્ય પાપની ક્ષમા ઇચ્છું છું."

શ્રીમદ્ રાજચંદ્રજીપ્રણીત મોક્ષમાળા.

# શ્રી મુનિસુંદરસૂરિ.

લેખક : શ્રીયુત મોહનલાલ દલીચંદ દેશાઈ
B. A LL. B Advocate.

( ગતાંક પૃષ્ઠ ૨૩થી શરૂ )

## આવી પરિસ્થિતિમાં જૈનોની પ્રવૃત્તિ-

જૈન આચાર્યો-સાધુઓએ તેમ જ શ્રાવક ધનપતિઓએ રાજ્યકર્તાઓની સાથે મુખ્યત્વે કરી સર્વદા અને સર્વથા મીઠો સંબંધ રાખી ઘણી દક્ષતાથી કાર્ય લીધું છે અને તેમની પ્રસન્નતા સાચવી પોતાનાં ધર્મકૃત્યો માટે તેમની સહાય, સહાનુભૂતિ અને સંમતિ મેળવીને કાર્ય લીધું છે. આ જાતની ખાત્રી માટે ઉપર જણાવેલા સુલતાન અને રાજાઓના સમયમાં જૈનોએ જે જે કાર્ય કરેલાં છે તે જોઇશું.

ગૂજરાતના ઝફરખાન અને અહમદશાહ બને કટ્ટર મુસ્લિમ હોઈ મૂર્તિભંજક હતા. આ ઝફરખાનને શિલાલેખ અને તત્કાલીન ગ્રંથોમાં હિંદુઓએ દફરખાન તરીકે ઓળખાવ્યો છે તેણે એમ કહેવાય છે કે, આપણા ચરિત્રનાયક મુનિસુંદરને ખંભાતમાં ' વાદિગોકુલસંડ '-' વાદિગોકુલસંકટ ' એ બિરૂદ આપ્યું હતું.[1]

*આ દફરખાન-ઝફરખાં-જફરખાંએ હિંદુઓનું તીર્થધામ-સોમનાથનું શિવમંદિર ત્રીજી વખત સં. ૧૪૫૪માં નાશ કર્યું એટલું જ નહિ

---

૧.(૧) ધર્મસાગર ઉ૦ની સ. ૧૬૪૭ લગભગની પટ્ટાવલી કહે છે કે "स्तमतीर्थे दफरखानेन 'वादिगोकुलषण्ड' इति भणित·। એટલે ખંભાતમાં દફરખાને આ 'વાદિગોકુલમાં સાંઢ' છે એમ કહ્યું હતું (૨) સં. ૧૬૭૨ ને સં. ૧૬૮૫ વચ્ચે રચાયેલા દેવવિમલ ગણિના સટીક હીરસૌભાગ્ય મહાકાવ્યના સર્ગ ૧૪, શ્લોક ૨૦૪માં હીરવિજયસૂરિને અકબર બાદશાહે જગદ્‌ગુરુ એ બિરુદ આપ્યું એ કહેવા સાથે ઉદાહરણ આપે છે કે 'यथा दफरखानेन स्तम्भतीर्थे प्रमोदत । मुनिसुन्दरसूरीन्दोर्वादिगोकुलसंकट ॥ -જેમ ખંભાતમાં તે શહેરના ધણી દફર નામના ખાન-યવનાધિપતિએ પ્રમોદથી (સહસ્રાવધાની) મુનિસુંદર નામના આચાર્યચંદ્રને ' વાદિગોકુલસંકટ' એવું બિરુદ આપ્યું તેમ (૩) આ પરથી ઋષભદાસના સં. ૧૬૮૫માં રચાયેલા હીરવિજયસૂરિ રાસમાં પૃ. ૧૨૨માં કથેલ છે કે:

ત્રંબાવતી નગરીમાં જોય,
દફરખાન તવ હાકિમ હોય;
મુનિસુંદર સૂરીશ્વર જેહ,
જીતે વાદ દિગંબર તેહ.
' વાદીગોકલસાંઢ ' બિર્દ થાય,
તિમ તિહાં બોલ્યો અકબરશાહ,
' જગતગુરુ ' વર બિરુદ તે દેહ,
હીરતણી શોભા વાધેહ.

આ દફરખાન તે જ ઝફરખાન શ્રી ઓઝાજી પણ જણાવે છે કે ' કુંભલગઢની પ્રશસ્તિમાં એવું કથન છે કે-રાજાઓના સમૂહને હરાવનાર પત્તન ( પાટણ )ના સ્વામી દફરખાન(જફરખાં)પણ જેનાથી કુંઠિત થયેલ તે શકસ્ત્રીઓને વૈધવ્ય દેનાર ( ઇડરનો રાજા ) રણમલ પણ આ ક્ષેત્રસિંહ (મેવાડના રાણા ખેતા'ના કારાગારમાં બિછાનું પણ પામી ન શક્યો પછી ટિપ્પણીમાં બતાવે છે કે ' તે ઇડરના રાજા રણમલ સાથે બે વાર લડ્યો હતો. બીજી લડાઇ સને ૧૩૯૭ (સં. ૧૪૫૪)માં થઇ કે જેમાં રણમલ સાથે સંધિ કરી તેને પાછા ફરવું પડ્યું તે સમયની આસપાસ દિલ્હીથી સ્વતંત્ર થઇ મુજફ્ફર નામ ધારણ કર્યું હતું. '-રાજપૂતાને કા ઇતિહાસ પૃ. ૫૬૬.

પરંતુ જૈનોનું તીર્થધામ-શત્રુંજય તીર્થ અને તેના મુખ્ય નાયક આદિનાથના બિંબનો ભંગ સં. ૧૪૬૩માં કર્યો હતો.[૧]

[ આ બિંબ સમરાશાહે મૂળ બિંબ અલાઉદ્દીન ખીલજીના સમયમાં ખંડિત થતાં સં. ૧૩૭૧માં સ્થાપિત કરેલું હતું. તેનું મસ્તક મ્લેચ્છોએ એટલે ઉક્ત દફ્ફરખાને પુનઃ ખંડિત કર્યું, તેનો ઉદ્ધાર કર્માશાહે ગૂજરાતના સુલતાન બહાદુરશાહનું ફર્માન મેળવી. બિંબ કરાવી, તેના સ્થાને પધરાવી સં. ૧૫૮૭ના વૈશાખ વદિ ૬ રવિવારને દિને વિદ્યામંડનસૂરિ પાસે પ્રતિષ્ઠા કરાવી કર્યો. જુઓ શ્રી જિનવિજયસંપાદિત શત્રુંજયોધ્ધાર પ્રબંધ].

અહમદશાહે સોમસુન્દરસૂરિના શિષ્ય કર્ણાવતી રાજધાની ( આસાવલ-અમદાવાદ )ના શ્રાવક ગુણરાજને માન આપ્યું હતું અને તેને સંઘ લઇ તે સૂરિ સાથે શત્રુંજય તીર્થની યાત્રા કરવાની ઇચ્છા થતાં ત્યાં જવા માટે ખાસ ફરમાન કરી આપ્યું હતું અને માણસો વગેરે સામગ્રી પૂરી પાડી હતી.[૨]

અમદાવાદમાં આ પાતશાહનો માન્ય એવો સોની સમરસિંહ સોમસુંદરસૂરિનો ભક્ત હોઇ તેમના વચને સિધ્ધાચલની યાત્રાએ આવ્યો, અને પછી ગિરિનાર યાત્રા કરી ત્યાંના કલ્યાણત્રયના વસ્તુપાલ મંત્રીના જીર્ણ થયેલા મંદિરનો ઉધ્ધાર પોતાના ભત્રીજા માલદેવની સાથે વિચાર કરી કર્યો ને તે કલ્યાણત્રય ચૈત્યમાં પ્રૌઢપ્રતિષ્ઠા સોમસુંદર ગચ્છનાયકના વચનથી જિનકીર્ત્તિસૂરિએ કરી. ( સો. સૌ. ૯, શ્લોક ૭૪ થી ૮૦ ).

મેવાડના લાખા રાણાનાં પ્રીતિ અને માન ઇડરના ઓસવાલ શ્રાવક સંઘવી વચ્છરાજના બીજા પુત્ર નામે વીસલે દેઉલપાટકમાં નિવાસ કરી મેળવ્યાં હતાં.[૩] તેના 'વિજયરાજ્ય સમયે આસલપુર દુર્ગમાં શ્રી પાર્શ્વનાથ ચૈત્યનો જીર્ણોધ્ધાર થયો' એવા આશયનો સં. ૧૪૭૫ આષાઢ સુદિ ૩ સોમવારનો શિલાલેખ મળે છે. ( ઓઝાજી રા. ઇ. પૃ. ૫૮૧ ૨) તેના અને તેના પુત્ર મોકલ રાણાના સમયમાં ઉક્ત વીસલની વિનતિથી અને તેણે કરેલા ઉત્સવપૂર્વક સોમસુંદરસૂરિએ વિશાલરાજને વાચકપદ આપ્યું. વળી વીસલે ચિતોડમાં શ્રેયાંસનાથનું ભવ્ય મંદિર બંધાવ્યું. તેમાં ઉકતસૂરિના હાથે પ્રતિષ્ઠા કરાવી. તેના પુત્ર ચંપકે પોતાની માતા ખીમાઇના કહેવાથી ૯૩ આંગલનું એક પાર્શ્વજિન બિંબ કરાવી તેને બે કાઉસ્સગીયા સાથે મંદિરમાં સ્થાપિત કરી, તે મંદિરનું નામ 'મનોરથકલ્પદ્રુમ' આપ્યું ને તેમાં પ્રતિષ્ઠા ઉકત સૂરિએ કરી ( આ મંદિર હાલ હયાત નથી ). વળી ચંપકે કરેલા ઉત્સવપૂર્વક જિનકીર્ત્તિ વાચકને સૂરિપદ, કેટલાક મુનિઓને પંડિતપદ અને ઘણાને મુનિદીક્ષા આપી. (સોમસૌભાગ્ય કાવ્ય સર્ગ ૯.)

---

૧ वि. सं. १४३३ श्री शत्रुंजये दफरखानेन (दफरखानेन) तद् विंब तीर्थभंगश्च कृतः ॥ ભાંડારકર રિપોર્ટ

૨ श्रीमदहम्मदसुरत्राणदत्तफुरमाण साधुश्री गुणराजसंघपति-साहचर्यकृताश्चर्यकारि देवालयाडंबर-पुरःसरश्रीशत्रुंजयादितीर्थयात्रेण-રાણકપુરનો સોમસુંદરસૂરિની પ્રતિષ્ઠાનો સં. ૧૪૯૬નો લેખ. જિ. ૨, ૩૦૭. ગુણરાજની આ યાત્રા સંબંધી વિસ્તાર માટે જુઓ સં. ૧૫૨૪નું સોમસૌભાગ્ય કાવ્ય સર્ગ ૮ સં. ૧૪૬૬ ની ગુર્વાવલી, શ્લોક ૩૪૮ ને ૩૪૯, જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ ટિ. ૪૪૪ પૃ. ૪૫૪.

૩ श्रीमद्देउलवाटकेऽथ निवसन् श्रीलक्षभूमिपते-र्मान्यः पुण्यवतां सुवर्णमुकुटः संघाधिपो वीसलः

—ગુણરત્નસૂરિના ક્રિયારત્નસમુચ્ચયની પ્રશસ્તિ શ્લોક ૮

तत्रास्ति लक्षभूपप्रसादपात्रं पवित्रचित्रगुणः ।
साधुर्वीसलनामा बहुधामा दातृसुत्रामा ॥

સોમસૌભાગ્ય. ૯,૪

આ પ્રમાણે પાપના અનેક પ્રકારો છે, પરંતુ પાપની પૂર્ણાહુતિ વિશ્વાસઘાતમાં થાય છે. અર્થાત્ બધા ય પાપોનો વિશ્વાસઘાતમાં સમાવેશ થઇ જાય છે, કારણ કે વિશ્વાસઘાતી, માયાવી તથા જૂઠાબોલા હોય છે તથા એમનામાં દંભની માત્રા પણ અધિકતર હોય છે અને ધર્મની શ્રધ્ધા પ્રાયઃ હોતી નથી. એઓ ક્ષુદ્ર વાસનાના દાસ હોવાથી પરને વિશ્વાસ ઉત્પન્ન કરવા બીજાની માન્યતા પ્રમાણે ડોળ–આડંબર કરે છે. જેમની પાસેથી પોતાની વાસનાની તૃપ્તિ કરવી હોય તેમને પોતાની તરફ આકર્ષવાને તેમના વિચાર પ્રમાણે બાહ્ય પ્રવૃત્તિ રાખે છે. બીજા સંપૂર્ણપણે વિશ્વાસની જાળમાં ફસાયા પછી તેમને છેતરવાને ક્ષણ માત્ર પણ વિલંબ કરતા નથી. જ્યાં મિથ્યા ડોળ આડંબર રહેલો હોય છે ત્યાં વિશ્વાસઘાત સારી રીતે વસેલો હોય છે. વિશ્વાસઘાતથી સામેના માણસને થતા આઘાત, પીડા કે દુઃખથી વિશ્વાસઘાતીને જરા ય ખેદ કે દુઃખ થતું નથી પરંતુ પોતાની ક્ષુદ્ર વાસના તૃપ્ત થવાથી આનંદ તથા સંતોષ માને છે, એમને બીજાનું હિત થાઓ કે અહિત થાઓ. તેની લેશ માત્ર પણ પરવા હોતી નથી. એમનું હૃદય અત્યંત કઠોર અને મલિન હોય છે. વિશ્વાસઘાતી સહુથી ઉચ્ચ કોટીનો પાપી એટલા માટે કહેવાય છે કે પ્રભુની સાથે પણ વિશ્વાસઘાત કરવાનું સાહસ ખેડે છે. અપ્રભુ માણસો તો અજ્ઞાન હોવાથી વિશ્વાસમાં ફસાઇ જઇને પોતાનો સર્વનાશ કરી બેસે છે એટલે તેમની સાથે તો વિશ્વાસઘાત થઇ શકે, પરંતુ પ્રભુ તો સર્વજ્ઞ છે તેમની સાથે વિશ્વાસઘાત કરનાર કેટલો કઠોર હૃદયનો અને શ્રધ્ધા વગરનો પાપાત્મા હોવો જોઇએ. વિશ્વાસઘાતી જાણે છે કે પ્રભુથી કાંઇપણ છાનું નથી છતાં પ્રભુની સાક્ષીએ અનેક પ્રકારની પ્રતિજ્ઞાઓ કરે છે (જેમકે–કોઇપણ જીવ નહી મારું, જૂઠું નહી બોલું, ચોરી નહી કરું, બ્રહ્મચર્ય પાળીશ, પરિગ્રહ નહી કરું વિગેરે વિગેરે પ્રતિજ્ઞાઓ હજારો માણસોની મેદની વચ્ચે) અને પછી તે કરેલી પ્રતિજ્ઞાઓને કિનારે મૂકીને પ્રભુની સાથે વિશ્વાસઘાત કરવાનું સાહસ ખેડીને પ્રભુનો ગુન્હેગાર બને છે. આ પ્રમાણે કૃતઘ્નીપણું, દ્રોહ અને વિશ્વાસઘાત સવથા ત્યાજ્ય છે, નિરપરાધી બનવાની ઇચ્છાવાળાએ તો ધર્મના પ્રતિ કૃતઘ્ની, દ્રોહી અને વિશ્વાસઘાતી ન બનવા નિરંતર અપ્રમાદી રહેવાની અત્યંત આવશ્યકતા છે. મહાપુરુષો તથા ધર્મના સાથે કરવામાં આવતા દ્રોહ આદિ જેટલા દુઃખદાયી અને અનંત સંસાર વધારી અનંતી માઠી ગતિઓની અસહ્ય પીડા આપનાર નિવડે છે, તેટલા સામાન્ય જનતા સાથે કરવામાં આવતા કૃતઘ્નતા આદિ તેટલા દુખદાયી નિવડતા નથી, માટે આત્મહિતૈષિઓએ કૃતઘ્નતા, દંભ તથા વિશ્વાસઘાત આદિ પાપના આશ્રયમાં એક ક્ષણ પણ ન રહેવું જોઇએ.



ચારિત્રસેવનની દુષ્કરતા અને નારકયાતનના અસર-
કારક વર્ણનને સૂચવતુ માતા-પિતાના સંવાદરૂપે

# શ્રી મૃગાપુત્ર ચરિત્ર.

લે મુનિશ્રી પુણ્યવિજયજી. [ મવિજ્ઞપાક્ષિક ]

( ગતાંક પૃષ્ઠ ૯૪ થી શરૂ )

હે માતાપિતા ! પખીઓને પકડનાર શ્યેનાદિક પક્ષીઓવડે તથા જાળવડે જ્યાં લાહી ચોપડી હોય ત્યા પખી બેસે તો ચોંટી જાય અને ત્યાથી ઉખડી શકે નહીં એવી ક્રિયાવડે ચોંટી રહ્યો છુ અને શીકારીઓની જાળવડે ગળામાં બધાઇને અનેક વાર અનેક પ્રકારે હું મરાયો છુ.

હે અમ્માતાય ! હું કુહાડા, ફરશી આદિ લાકડા સુધારવાના હથિયારોવડે પરમાધામીઓએ વિકુર્વેલા સુતારોને હાથે લાકડાની જેમ અનંતવાર કુટાયો છું, ફડાયો છું, છેદાયો છુ તથા છોલાયો છુ

હે માતાપિતા ! લુહાર જેમ લોઢાને કૂટે તેમ થપાટ, મુઠ્ઠી વિગેરેથી અનતવાર પરમાધામી દેવોના હાથે હુ તાડિત થયો છુ, કૂટાયો છું, ભેદાયો છુ તથા ચૂર્ણિત થયો છું.

હે માતાપિતા ! તપેલા તાંબા, લોઢા, કથીર તથા સીસાના કળકળતા રસ એ પરમાધામીઓએ હું ગાડો પાડતો રહુ અને મને પાયા છે.

હે માતાપિતા ! એ પરમાધામી દેવોએ "તને માસ બહુ પ્રિય હતા" એમ મને યાદ આપીને મારા પોતાના જ માસ બટકીને, શૂલે પરોવીને, ટટકા કરી કરીને, ભુજીને બળબળતા પરાણે ખવરાવ્યા છે

હે માતાપિતા ! વળી એ પરમાધામી દેવોએ પૂર્વભવમા "તને મદ્ય, તાડી, મધ ઘણા જ પ્રિય હતા" એમ યાદ આપીને મારી પોતાની જ ચરબી, હાડકાના રસ તથા રુધિર ઉકાળીને ઊના છણછણતા મને પીવરાવ્યા છે

. હે માતાપિતા ! નિત્ય ભયભીત રહેતો, ત્રાસ પામતો, દુખી તથા વ્યથિત એવા મે જેનુ વર્ણન ન થઇ શકે એવી પરમ ઉત્કૃષ્ટ વેદનાઓ નરકમા અનુભવી છે

હે માતાપિતા ! એ નરકમા તીવ્ર-ઉત્કટ કહી ન શકાય તેવી પ્રગાઢ-ઘણા સમય સુધી ચાલુ રહે તેવી ઘોર, સાભળતા જ હૃદયને ધ્રૂજાવે તેવી દુસહ, અત્યત મનને ગભરાવી નાખે તેવી ભયાનક-જેનુ શ્રવણ કરતા જ ચિત્ત કપી ઊઠે એવી વેદનાઓ મે અનુભવી છે

હે તાત ! મનુષ્ય લોકને વિષે જેવા પ્રકારની શીત, ઉષ્ણ ઇત્યાદિક વેદનાઓ દીસે છે તે ટાઢ, તડકા વિગેરે કરતા નરકને વિષે અનુભવાતી દુ:ખવેદનાઓ અનતગુણી હોય છે

હે માતાપિતા ! મે સર્વ ભવોને વિષે એટલે ત્રસ તથા સ્થાવર ભવોમા પણ અશાતા, ટાઢ, તડકા, ક્ષુધા, તૃષા આદિ વેદના અનુભવી છે જેમા ક્યાય નિમેષમાત્ર-આખના પલકારા જેટલો વખત પણ સાતા વેદના-સુખાનુભવરૂપ વેદના નથી, તો પછી દીક્ષામા શુ દુખ છે? તમે મને સુખને લાયક કેમ કહ્યો-જાણ્યો? મે તો સદાય દુ:ખ જ અનુભવ્યુ છે

તે વાર પછી તેના માતાપિતા મૃગાપુત્રને કહે છે કે-હે પુત્ર ! તારી મરજી પ્રમાણે સુખેથી પ્રવ્રજ્યા ગ્રહણ કર તને ખાસ કહેવાનુ એ છે જે-સાધુ-ધર્મમા નિષ્પ્રતિકર્મતા-રોગોત્પત્તિ થાય તો કઇ પણ દુખનુ નિવારણ કરવાની મના એ અતિ દુખ છે (તાત્પર્ય એવુ છે કે સાવદ્ય વૈદ્ય ન કરાવાય)

માતાપિતા પ્રત્યે તે મૃગાપુત્ર બોલ્યો કે-હે અમ્માતાય ! આ જે આપ બન્નેએ કહ્યું તે યથાર્થ

સત્ય છે પરંતુ હે માતાપિતા! જ્યારે અરણ્યમાં મૃગાદિ પશુઓ તથા પક્ષીઓ વ્યાધિથી પીડાતા હોય ત્યારે ત્યાં કોણ વૈદ્ય આવીને તેના રોગની ચિકિત્સા કરે છે? કોઇ પણ કરતો નથી.

હે માતાપિતા! અટવીને વિષે જેમ મૃગ એકલો વિચરે છે, તેમ હું સંયમવડે તથા તપોવડે ધર્મ આચરીશ-ધર્માચરણ કરતો એકલો વિચરીશ.

હે માતાપિતા! જ્યારે મહાઅરણ્યમાં મૃગને આતંક રોગ ઉત્પન્ન થાય છે ત્યારે વૃક્ષના મૂળમાં બેઠેલા એ મૃગને કોણ આવીને ચિકિત્સા કરે છે? એની કોણ સેવા કરે છે? તે રોગગ્રસ્ત મૃગને ઔષધ કોણ દે? વળી તેને સુખ કોણ પૂછે? એટલે હે મૃગ તને શાતા છે એમ કોણ પૂછે? તથા તે મૃગને ખાવાને અન્ન તથા પીવાને પાણી લાવીને કોણ આપે છે? કોઇ જ નહિ.

હે માતાપિતા! જ્યારે તે મૃગ સુખી હોય છે એટલે સ્વભાવથી જ રોગમુક્ત હોય છે ત્યારે ઘાસ ચરવા જાય છે. ખાવા તથા પીવા અર્થે લીલા ખડવાળા પ્રદેશોમાં તથા સરોવરમાં જાય છે. તે સ્વસ્થ મૃગ લીલા પ્રદેશમાંથી મનગમતા ઘાસ ખાઇને એટલે પોતાના ભક્ષ્યનું બરોબર ભક્ષણ કરીને તથા તળાવ વિગરેમાંથી પાણી પીને પછી મૃગચર્યા-મૃગોને હરવાફરવાના સ્થાનોમાં જાય છે.

એ પ્રકારે હે માતાપિતા! મૃગની પેઠે ક્રિયાનુષ્ઠાન કરવામાં ઉદ્યુક્ત રહેનારો ભિક્ષુ મૃગચર્યા આચરીને સ્વીકારીને ઊર્ધ્વ દિશા પ્રત્યે સંચરે છે તેવો કોઇ રોગ થાય તો પણ તેની ચિકિત્સા કરાવવાની આશા તરફ ટળતો નથી. કેવો ભિક્ષુ? મૃગની પેઠે અનેક સ્થાને સ્થિત થવાથી અનિયત સ્થાનોમાં વિહાર કરતો એટલે મૃગની પેઠે નવા નવા વનખંડમાં વિહાર કરે છે. તેવી રીતે હું પણ નાના પ્રકારના સ્થાનોમાં મૃગચર્યા (મૃગના જેવી ચર્યા) આચરીશ.

જેમ મૃગ એકલો-અસહાય હોઇને અનેકચારી થાય છે અર્થાત વિવિધ ખાનપાનનું ગ્રહણ કરવામાં તત્પર રહે છે તેમજ અનેક સ્થાનોમાં વાસ કરે છે તથા ધ્રુવગોચર-નિશ્ચયપૂર્વક ફરીને જ લબ્ધ છે આહાર જે એવો હોય છે એ જ પ્રમાણે-આ મૃગ દૃષ્ટાંતમાં કહેલા પ્રકારે મુનિ પણ ગોચરી-ભિક્ષાટનમાં પ્રવિષ્ટ થાય છે ત્યાં ક્યાંય અણગમતું તથા નિરસ કુત્સિત અન્ન મળે તો આ ખરાબ છે એમ અનાદર ન કરે તેમજ આહાર કે પાણી ન મળે તો કોઇ ગૃહસ્થ અથવા ગામ કે નગરને ખિંસે નહિ-મનમાં રોષ લાવી કોઇની અવગણના ન જ કરે.

જ્યારે મૃગાપુત્રે માબાપ પ્રત્યે કહ્યું કે-' હે માતાપિતા! હું તો મૃગચર્યા આચરીશ અર્થાત્ આપની આગળ જેવી મૃગની ચર્યા વર્ણવી તેનો અંગીકાર કરી સાધુમાર્ગનું ગ્રહણ કરીશ.' માતાપિતા બોલ્યા કે-હે પુત્ર! જો એમજ તારો સંકલ્પ છે તો તને જેમ સુખ ઉપજે તેમ કર. અમારી આજ્ઞા છે. તે પછી માતાપિતાની અનુજ્ઞા પામીને મૃગાપુત્ર કુમારે ઉપાધી-સચિત્ત તથા અચિત્તરૂપ જે પરિગ્રહ હતો તેનો પરિત્યાગ કર્યો.

સર્વ પરિગ્રહને ત્યજીને વળી મૃગાપુત્ર કહે છે કે-હે માતા પિતા! તમોએ મને સમ્યગ્ અનુજ્ઞા આપી તેથી હવે હું સર્વ પ્રકારના દુઃખોથી મુક્ત કરાવે એવી મૃગચર્યા આચરીશ ત્યારે માબાપ બોલ્યા કે-હે પુત્ર! તમને સુખ થાય ત્યાં જાઓ-દીક્ષા લ્યો.

એવી રીતે તે મૃગાપુત્રે માતાપિતાની અનુજ્ઞા મેળવીને તે જ સમયે બહુ પ્રકારના મમત્વને છેદી નાખ્યું. આ ઘર મારું, આ કુટુંબ મારું-આવા પ્રકારની મમત્વબુદ્ધિનો ત્યાગ કર્યો. કોની પેઠે? મોટો નાગ જેમ કાંચળીને છોડે તેમ મૃગાપુત્રે સર્વ મમત્વને ત્યજ્યું.

ઋદ્ધિ, વિત્ત તથા મિત્ર, પુત્ર, સ્ત્રી અને જ્ઞાતિ આ સર્વેને વસ્ત્રને લાગેલ રજને જેમ ખંખેરી નાંખે તેમ નિર્ધૂત કરીને અર્થાત્ છોડી દઇને દૃઢ નિશ્ચયથી મૃગાપુત્ર ઘરની બહાર નીકળ્યા. આ સઘળાને ત્યજીને પ્રવ્રજિત થયા.

પંચ મહાવ્રતોથી યુક્ત તથા પાંચ સમિતિ સહિત અને ત્રણ ગુપ્તિથી ગુપ્ત થઇ તેમ જ

આભ્યંતર તથા બાહ્ય બંને પ્રકારનાં તપકર્મોમાં તે મૃગાપુત્ર ઉદ્યુક્ત થયો-યત્નવાન્ બન્યો.

નિર્મમ-મમતાવર્જિત વસ્ત્રપાત્રાદિકમાં મમતા વિનાનો તેમજ નિરહંકાર તથા નિઃસંગ બાહ્ય તથા આભ્યંતર સંગવર્જિત અને ઋદ્ધિગારવ, રસગારવ તથા સાતાગારવ વગરનો સર્વ પ્રાણીમાત્ર-ત્રસ સ્થાવરને વિષે રાગદ્વેષ છોડી દીધેલ હોવાથી સમાન પરિણામવાળો થયો.

લાભ-અલાભ, સુખ-દુઃખ, જીવન-મરણ, નિંદા-પ્રશંસા, તથા માન-અપમાનમાં સમાન વૃત્તિવાળો થયો.

વળી તે મૃગાપુત્ર ગારવોથી, કષાયોથી, મન વચન ને કાયાના અસદ્‌વ્યાપારરૂપ ત્રિવિધદંડથી, માયાશલ્ય, નિદાનશલ્ય અને મિથ્યાદર્શનશલ્ય એ ત્રણ શલ્ય તથા ભયથી અને હાસ્ય અને શોકથી નિવૃત્ત થઇ નિયાણા વગરનો તેમ જ રાગદ્વેષાદિ બંધથી રહિત થયો.

તથા આ લોકને વિષે અનિશ્રિત-કોઇનો આશ્રય ન ઇચ્છનારો તેમ પરલોક-દેવલોકાદિ સુખમા નિશ્રા વાચ્છા વિનાનો તથા વાંસલો તથા ચંદન બેયમા તુલ્ય બુદ્ધિવાળો અને અશનમાં તેમજ અનશનમા એટલે આહાર કરવામા તથા ઉપવાસ કરવામા ઇત્યાદિકમા સમાનચિત્તવાળો-સમભાવવાળો થયો.

તથા અપ્રશસ્તદ્વાર એટલે કર્મ ઉપાર્જન કરવાના ઉપાયોરૂપ હિંસાદિકથી નિવૃત્ત થયા અને તે અપ્રશસ્ત દ્વારોથી નિવૃત્ત થતા જ સર્વતઃ ચારેકોરથી રોકાઇ ગયા છે, પાપકર્મના દ્વાર જેના એવા થયા, તથા અધ્યાત્મ ધ્યાનયોગવડે પ્રશસ્ત દમ શાસન થયાં એટલે શુભ ઉપશમ તથા શ્રુતજ્ઞાન જેને પ્રાપ્ત છે એવા થયા.

એવી જ રીતે જ્ઞાનવડે, ચરણ-આચરણે કરી દર્શનવડે તથા તપોવડે કરી અને વિશુદ્ધ ભાવનાઓવડે આત્માને સમ્યક્ પ્રકારે ભાવિત કરી ઘણા વર્ષો સુધી શ્રામણ્ય-સાધુધર્મ પાળીને એક માસના અનશન વ્રતવડે તે મૃગાપુત્રમુનિ અનુત્તર-સર્વોત્કૃષ્ટ સિદ્ધિને પામ્યા-મોક્ષે ગયા.

જેવી રીતે આ મૃગાપુત્રઋષિ ભોગથી નિવૃત્ત થઇ ચારિત્રવાન્ થયા તેવી રીતે સંબુદ્ધ-જ્ઞાનતત્ત્વ તથા વિવેક બુદ્ધિમાન વિચક્ષણ પુરુષોએ ભોગોથી નિવૃત્ત થવું જોઇએ.

હે ભવ્યજીવો ! મોટા પ્રભાવવાળા દુષ્કર પ્રતિજ્ઞાઓનુ પાલન કરવાથી મહિમાયુક્ત તથા મહાયશવાળા મૃગારાણીના પુત્રનુ ઉત્તમ ચારિત્ર તેમજ મૃગાપુત્રનુ ભાષિત-સંસારની અનિત્યતા દર્શાવનારા માતાપિતા સાથેના સંવાદરૂપ વચનો સાંભળીને-હૃદયમા ધરીને તેમજ તપ પ્રધાન ઉત્તમ ચરિત અને ત્રણલોક વિદિત એવી મોક્ષ જેવી પ્રધાનગતિ સાંભળીને તથા ધન દુઃખને વધારનારુ છે તથા મમત્વ બંધ-જગતમા મમતાનું બંધન મોટા ભયને લાવી આપનાર છે એમ જાણીને મોક્ષના હેતુભૂત ગુણો-જ્ઞાનદર્શનચારિત્રરૂપ રત્નત્રયની પ્રાપ્તિ કરાવે એવી મોટી સુખ આપનાર સર્વોત્કૃષ્ટ ધર્મરૂપી ધુરાને ધારણ કરો એમ હું બોલુ છુ એ પ્રમાણે ચાર જ્ઞાનના ધણી ભગવાન્ સુધર્માસ્વામી પોતાના શિષ્ય શ્રી જંબૂસ્વામી પ્રત્યે કહે છે.



સંગ્રાહક:-મુનિશ્રી લક્ષ્મીસાગરજી મહારાજ.

# વિદ્યાર્થીઓને હિતસંદેશ.

વિદ્યાર્થી બન્ધુઓ,

(૧) તમે તમારા નિત્યના પાઠ નિયમિતપણે તૈયાર કરશો અને અવકાશના સમયમાં અન્ય ઉત્તમ પુસ્તકો વાંચવાનો અભ્યાસ પાડશો, તો તમારા સમયનો સદુપયોગ થવાની સાથે તમારા શિક્ષકોનો તથા સ્નેહીઓનો પણ બહુ સારો પ્રેમ મેળવી શકશો.

(૨) વિદ્યાર્થીઓને માટે જે વાત હાનિકારક તથા વિદ્યોન્નત્તિમાં કંટકરૂપ લેખાતી હોય તેનાથી નિરંતર દૂર રહેવાનો પ્રયત્ન કરજો. નિષ્ફળ વાતચિતમાં તથા ગપાટાઓ હાંકવામાં અને તેવી જ બીજી જાતની કુથલીમાં તમે તમારા જીવનનો અમૂલ્ય અવસર જવા દેશો નહીં.

(૩) તમારી સાથે અભ્યાસ કરનારા વિદ્યાર્થીઓ સાથે મિત્રાચારી રાખવી એમાં કાંઈ ખોટું નથી પણ મિત્રોની હદ ઉપરાંતની સંખ્યા તમારા અભ્યાસમાં નડતરરૂપ ન થાય તેની સંપૂર્ણ કાળજી રાખશો.

(૪) ઘણાં મિત્રોની જંજાળમાં પડવાથી ઘણીવાર વિદ્યાર્થીઓ પોતાના અભ્યાસનું લક્ષ્યબિન્દુ ભૂલી જાય છે તેમ તમારા સંબંધે ન બને એની સાવચેતી રાખવી.

(૫) તમને કોઈ મળવા આવે તથા રસ્તામાં કોઈ મિત્ર મળી જાય તો તેની સાથે વિવેકપૂર્વક વાતચીત કરવી એ તમારું મુખ્ય કર્ત્તવ્ય છે પણ બનતાં સુધી અભ્યાસ કિંવા વિદ્યાવૃદ્ધિ સિવાયની બીજી વાતની નિરર્થક ચર્ચા કરી નિષ્ફળ સમય વિતાવશો નહીં તેમજ કોઈ મિત્રને ત્યાં વારંવાર જઇને તેનો અમૂલ્ય સમય નષ્ટ કરશો નહિ.

(૬) તમારો વિદ્યાર્થી જીવનનો સમય બહુ અમૂલ્ય છે. તમારા જીવનની પ્રત્યેક ક્ષણ એટલી બધી ઉપયોગી છે કે તે ક્ષણને કાંઈ પણ જ્ઞાન પ્રાપ્ત કર્યા વિના જેમની તેમ જવા દેશો નહીં. પ્રમાદવશ કે એવા જ બીજા કોઈ કારણથી જો તમારો સમય નિષ્ફળ વ્યતીત થઈ ગયો હોય તો તે માટે પશ્ચાત્તાપ કરી ભવિષ્યમાં સાવચેત રહેવાની પ્રતિજ્ઞા કરજો.

(૭) તમે તમારા વર્ગમાં પરિશ્રમી વિદ્યાર્થી તરીકે પંકાઓ અને તમારા અધ્યાપકો તથા તમારા સહાધ્યાયીઓ તમને પરિશ્રમી વિદ્યાર્થી તરીકે માન આપે તે માટે તમારે તમારા નિત્યના અભ્યાસપાઠ બહુ સારી રીતે તૈયાર કરવા જોઇએ. જે વિદ્યાર્થીઓ બહુ પરિશ્રમ કરે છે અને સર્વદા સ્ફુર્તિવંત રહે છે તેઓ પાઠશાળામાં ઘણી સારી કીર્ત્તિ પ્રાપ્ત કરી શકે છે. પરિશ્રમી વિદ્યાર્થી અન્ય આળસુ અને સુસ્ત વિદ્યાર્થીઓ કરતાં બહુ જ અલ્પ સમયમાં બહુ જ સારી રીતે આગળ વધી શકે છે. શિક્ષકો પણ એવા પરિશ્રમી વિદ્યાર્થી પ્રત્યે બહુ સંતુષ્ટ રહે છે.

(૮) શ્રમનુ બીજુ પણ એક બહુ સુદર પરિણામ આવે છે અને તે એ છે કે શ્રમ કરનાર વિદ્યાર્થીનુ ચિત્ત હમેશાં પ્રસન્ન તથા ઉત્સાહમય રહે છે પરિશ્રમી વિદ્યાર્થીને જ્યારે તેના અધ્યાપક તરફથી શાબાશી મળે છે ત્યારે જ તેને અપૂર્વ આનદ ઉપજે છે.

(૯) વિદ્યાર્થીને અપરિમિત આનદ થવાની સાથે ભવિષ્યમા વધારે ઉત્સાહ અને ઉમગપૂર્વક અભ્યાસ કરવાની શુભ પ્રેરણા તેના અતઃકરણમા થાય છે. આવો ઉત્સાહ અને આવી સુદર આશાઓથી વિદ્યાર્થીનુ જીવન બહુ જ ઉચ્ચ કોટીનુ તથા અનુકરણીય બની જાય છે. જેઓ પોતાના જીવનને અનુકરણીય તથા દાર્ષ્ટાતિક બનાવવા ઇચ્છતા હોય તેમણે સપૂર્ણ ઉમગ, ઉત્સાહ તથા ઉદ્યમપૂર્વક સતત અભ્યાસ ચાલુ રાખવો જોઇએ.

(૧૦) વર્તમાન સ્થિતિ દુઃખમય અને અસહ્ય જણાતી હોય તો તમે તમારી બુદ્ધિનો આશ્રય લ્યો અને વિચાર કરી જુઓ કે આ કંટાળાનુ પરિણામ કેવુ આવશે ? જો વિદ્યાર્થી તરીકે તમને પ્રાપ્ત થયેલી પરિસ્થિતિનો તમે સદુપયોગ નહીં કરી શકો અને આવા નજીવા કષ્ટને સહવાનુ બળ નહીં દાખવી શકો તો તમારા માટે ભવિષ્યમા ઉન્નતિના સર્વ માર્ગો બધ જ રહી જશે, એ વાત નિશ્ચયપૂર્વક સમજી લેજો. થોડા વખતના શ્રમથી આખુ જીવન જો કયારેય પણ સુખમય થઈ શકતું હોય તો તે આ વિદ્યાર્થી અવસ્થા જ છે

(૧૧) ભવિષ્યમા સુખ પ્રાપ્ત કરવાની જો તમને લેશપણુ આતરિક કામના હોય તો તમારે એકાગ્ર ચિત્તથી વિદ્યા પ્રાપ્ત કરવાનો ભગીરથ પ્રયત્ન કરવો જોઇએ. વિદ્યાર્થી એ જ મિત્ર–" વિદ્યા એ જ બન્ધુ ", વિદ્યા એ જ કલ્યાણકારી અને વિદ્યા એ જ તમારી આસાએશ છે, એમ ખરા હૃદયથી માનવા લાગશે, ત્યારે જ તમે ઉત્તમ પ્રકારના સુખના ભોક્તા બનાવવાની યોગ્યતા પ્રાપ્ત કરી શકશો

(૧૨) તમારા સદ્ભાગ્યને લીધે આ અવસ્થામા તમારા શિરે કોઈ જાતનો વ્યવહારિક બોજો નથી આવી પડયો તે માટે પરમાત્માની સ્તુતિ કરો અને વિદ્યાના અધ્યયનમા તલ્લીનપણે ચિત્તને યોજી દ્યો. સુખ, શાતિ, કીર્તિ તથા પરમાનદને માટે જો તમે આશા રાખતા હો તો સમજજો કે વિદ્યા વિના સુખશાતિનો એક નજીવો અશ પ્રાપ્ત કરવો એ પણ અસંભવિત છે. તમારા પૂર્વના પુણ્યબળે તમને તમામ પ્રકારની સગવડતા મળી ગઈ છે તે માટે સર્વદા પરમ શાતિ અને ઉત્સાહથી ઉદ્યમ કરો અને કરતા રહો તો કોઇ રીતે કદાપિ નિરાશ બનવા નહિ પામો.

(૧૩) જે વિદ્યાર્થી પોતાની મહેનત અને બુદ્ધિની સર્વદા સર્વના સમક્ષ બડાઇ હાકયા કરે છે, તે વિદ્યાર્થી કમનશીબે જો **નાપાસ** થાય છે તો તેના અતઃકરણમા ભયકર અગ્નિ સળગાવી દે છે, તો બડાઈ મારવી નહિ. ભાગ્યમા હશે તે જ પ્રમાણે પાસ નાપાસનુ પરિણામ બહાર આવશે.

(૧૪) "**વિદ્યાર્થીઓ**" જ્યારે નવરા પડે છે ત્યારે ઘણુ કરીને તેમને એવા વિચારો આવવા લાગે છે કે "**ભવિષ્યમાં મારું શું થશે ?**" આવા વિચારો સ્વાભાવિક રીતે દરેકને આવવા જોઇએ અને આવે છે પણ

સં:–પંન્યાસશ્રી સમુદ્રવિજયજી મહારાજ.

# ઉપદેશક પુષ્પો.

( ગતાંક પૃષ્ઠ ૮૭ થી શરૂ )

" જેમ ગુણોમાં વિનય તેમ પુરુષાર્થોમાં ધર્મ વખણાય છે. જેમ જીવ વિના શરીર નકામું છે તેમ ધર્મ વિના પુરુષ વ્યર્થ છે. સર્વ સાધન સહિત છતાં ધર્મ વિના મનુષ્ય-ભવ વખણાય નહી. મંદિર ભલે મનોહર હોય પણ તેમાં દેવ ન હોય તો તેને સજ્જનો નમતા નથી. જે અલ્પ ચિંતવેલ સુખને બદલે અણધાર્યા–અગણિત સુખને આપે છે તે ધર્મરૂપ ચિંતામણિ આપણા મનને ચમત્કાર ઉપજાવે છે. હે સજ્જનો ! જો તમે સંસારરૂપ ગ્રીષ્મઋતુના દુઃખ તરંગરૂપ ગરમીથી સંતપ્ત થયા હો તો ધર્મસુધામાં સ્નાન કરો."

卐 卐 卐

"જે ગૃહસ્થ પરદારાનો પરિહાર (ત્યાગ) કરે છે તેણે મુક્તિવધૂની લીલારૂપ શીલ-(સચ્ચારિત્ર)ને ઉજ્જવલ કર્યું, જે સ્વદારાસંતોષી, વિષયમાં આસક્ત નથી, તે ગૃહસ્થ છતાં પોતાના શીલથી યતિ સમાન છે. જગતને પ્રીતિ ઉપજાવનાર બધા અલંકારોમાં એક શીલ ભૂષણ વખણાય છે, કે જેનાથી ભૂષિત થતાં આ જીવ મુક્તિને પ્રિય થઇ પડે છે."

卐 卐 卐

"સત્કર્મના અભ્યુદયમાં કારણરૂપ શીલનું સજ્જનોએ સદા સેવન કરવું તથા દુષ્કર્મનો નાશ કરનાર તેમજ સત્કર્મનો સંચય કરાવનાર એવું તપ પણ જરૂર સેવનીય છે. અનાદિ સિદ્ધ દુષ્કર્મરૂપ શત્રુઓનો નાશ કરનાર તથા તરવારની ધારા સમાન આ તપને ધીર જનો જ આદરી શકે છે. અજ્ઞાન (તિમિર)ને શાંત કરી સૂર્ય સમાન તપ સજ્જનોને જ્ઞાનદષ્ટિમાં નિર્મલતા અને તત્ત્વાતત્ત્વની સમજ આપે છે.કર્મરૂપ કાષ્ઠને બાળનાર આ તપરૂપ પુષ્ટ અગ્નિ તો ખરેખર નવીન જ છે કે જે સંસાર સંબંધી પ્રાણીઓનો દાહ હરી લે છે, માટે હે દક્ષજનો ! દુષ્કર્મોને ધોવામાં જળ સમાન તે તપને આદરો."

---

ખરા. સૌ કોઈ પોતપોતાની સ્થિતિ અને ભાવના પ્રમાણે આ વિચારનો નિર્ણય કરે છે, તો વિચારબળ કેળવજો, નિર્બળ વિચારો કેળવશો નહિ. ચિંતા તમારી પાસે આવવા દેશો નહિ.

(૧૫) વિદ્યારૂપી સમુદ્રમાં જ્યાં સુધી ઉચ્ચ પ્રકારનાં મોતી હાથ ન આવે ત્યાં સુધી સતત મહેનત કર્યા કરવી, એ તમારું મુખ્ય કર્તવ્ય હોવું જોઇએ અને " **વિદ્યાર્થીઓને હિત સંદેશો** " ઉપર લખ્યા પ્રમાણે પાઠવ્યો છે તો તે અમલમાં મૂકશો. વિદ્યા–ધન સંપાદન પ્રાપ્ત કરશો તો ભવિષ્યમાં આગળ વધી શકાશે. ગુરુનું અને શિક્ષકનું અને માતપિતાનું બહુમાન ધરાવશો તો વિદ્યારૂપી ધન ઊગી નીકળશે અને આગળ ધપશો, સુખરૂપ નિવડશો.

"અહો ! આ નરજન્મમાં તને શું માત્ર દુઃખ છે? આ જીવો અનતા દુઃખ કેમ સહન કરે છે તે સાભળ. વિષયકષાય અને જીવહિંસાદિકમાં આસક્ત થયેલ જીવ તેવા દુષ્કર્મ ઉપાર્જન કરે છે કે જેને લીધે ભવાતરમા તે છેદનભેદન, તપ્ત સીસાનું પાન તથા અસિપત્રજન્ય ક્ષેત્રસબધી મહાદુઃખોથી નરકમાં પીડાય છે. જલચર, સ્થલચર અને ખેચરરૂપ તિર્યંચનો ભવ પામતા પણ આ આત્મા ઓષ્ણ, શીત, અગ્નિ અને પવનથી અત્યત વ્યથા પામે છે. મનુષ્ય ભવમા પણ મહારોગ, દરિદ્રતા, દાસપણુ તથા વિયોગ સબધી નાટક સમાન દુઃખોથી જીવ બહુ સંતાપ પામે છે; તેમજ દેવ પણામાં કિલ્બિષ, કિંકર અને અલ્પ ઋદ્ધિપણાથી ક્રોધાયમાન થયેલ ઇંદ્રના વજ્રથી તથા યુદ્ધ, ઇર્ષ્યા અને ચ્યવનથી જીવ સુખ પામતો નથી. એ રીતે કર્મનો વિપાક જીવોને આ ભવસંસારમા સતાવે છે. એનું ફળ તો સાક્ષાત્ દેખાય છે પણ લોકો તેનું સ્વરૂપ સમજી શકતા નથી. ધ્યાન અને યોગનુ માહાત્મ્ય, પરમાત્માનુ સામર્થ્ય અને કર્મોનો વિપાક સર્વજ્ઞ વિના કોઈ જાણતુ નથી. એ કર્મવિપાકને શુભરૂપે બનાવવાને શિવ સુખના કારણરૂપ એક સદ્ધર્મ જ સમર્થ છે. એ ધર્મની સહાય વિના કર્મરૂપ શત્રુ જીવને તે દુઃખોમા પાડી દે છે, જે દુઃખો આગળ તારું દુઃખ લેશ માત્ર છે, પરંતુ એ મૂઢ જીવો તેવું કઈ આચરતા નથી કે જેથી તે દુઃખરૂપ વૃક્ષોનુ દુષ્કર્મરૂપ બીજ જ ખલાસ થઈ જાય"

卐 卐 卐

"જેમ નય (ન્યાય) આ લોક સબધી લક્ષ્મીને વધારે છે તેમ જિનોક્ત ધર્મ પરલોક સબધી લક્ષ્મીને પુષ્ટ બનાવે છે. રાજાએ સેવકોનો મનોરથ ધર્મની પેઠે પૂરો કરવો, પરંતુ પાપથી વ્યસનોદય થાય તેમ ન કરવુ. કલ્પવૃક્ષ માગીએ તે તરત આપે, ધર્મ ન માગેલ પણ લાંબા વખતે આપે; પરતુ એક રાજા જ માગ્યા વગર સેવકોને તરત આપે છે. લક્ષ્મીમા આસક્તિ અને સ્ત્રીમાં વિશ્વાસ ન કરવો, કારણ કે લક્ષ્મી જીવતાં બહુ સંકટ આપે અને સ્ત્રી મુઆ પછી નરક આપે. ધર્મમૂલ કીર્તિને માટે સદા ઉદ્યમ રાખવો, નહિ તો જમીનના ઊચા ટેકરા પર રહેલ તૃણની જેમ અન્ય કીર્તિ તો તરત નાશ પામે છે. પુરુષોનુ રૂપ તે રૂપ નથી પણ જગતના આનંદને માટે દાન એ તેમનુ રૂપ છે. વરસે તે શ્યામમેઘ પણ સારો અને ન વરસે તે વિશદ (નિર્મલ) પણ સારો નહિ દક્ષજનોએ નગરમા વ્યસની વસતો હોય તો તેનો ઉદ્ધાર કરવો વ્યસન તે પાપનુ મૂળ છે અને પાપ તે દુઃખનુ મૂલ છે ધર્મનુ મૂળ અવ્યસન છે અને સર્વ સુખલક્ષ્મીનુ મૂળ તે ધર્મ છે. અગ્નિમાં શીતલતાની જેમ મૂઢજનો વ્યસનમા સુખ ઇચ્છે છે, માટે સર્વ વ્યસનોથી રહિત તથા સુકૃતો સહિત એવા પુરુષોમા પ્રીતિ રાખવી."



# ચક્રવર્તી ચતુર્દશ દ્વારવર્ણન.

સંગ્રાહક: V.

**૧. ભરતચક્રી.** ૨. વનિતામાં ઉપના, ૩. ઋષભદેવજી પિતા, ૪. સુમંગલા માતા, ૫. ચોર્યાશી લાખ પૂર્વનું આયુષ્ય, ૬. પાંચસે ધનુષ્યનું દેહમાન, ૭. સત્તોતેર લાખ પૂર્વલગે કુંવરપણે રહ્યા, ૮. એક હજારવર્ષ લગે મંડલિકપણે રહ્યા, ૯. સાઠ હજાર વર્ષ લગે દેશસાધના કરી, ૧૦. એક હજાર વર્ષ ન્યૂન ૭ લાખ પૂર્વલગે ચક્રવર્તી પદવી ભોગવી, ૧૧. સુભદ્રારાણી સ્ત્રીરત્ન, ૧૨. આરિસાભુવનમાં કેવળ પામ્યા પછી એક લાખ પૂર્વ પ્રવ્રજ્યા પાળી, ૧૩. મુકતે ગયા, ૧૪ ઋષભદેવજીના વારામાં થયા.

**૨. સગરચક્રી.** ૨. અયોધ્યા નગરીમાં ઉપના, ૩. સુમિત્ર રાજા પિતા, ૪. યશોમતી માતા, ૫. બહોંતેર લાખ પૂર્વનું આયુષ્ય, ૬. સાડાચારસે ધનુષ્યનું દેહમાન, ૭. પચાસ હજાર પૂર્વ સુધી કુંવરપણે રહ્યા, ૮. પચાસ હજાર પૂર્વસુધી મંડલિકપણે રહ્યા, ૯. ત્રીસ હજાર વર્ષલગે દેશસાધના કરી, ૧૦ *સીત્તેર લાખ પૂર્વલગે ચક્રીપદ, ૧૧. ભદ્રા સ્ત્રીરત્ન, ૧૨. એક લાખ પૂર્વ દીક્ષા પાળી ૧૩. મુકતે ગયા. ૧૪. અજિતનાથના વારામાં થયા.

**૩. મઘવાચક્રી.** ૨. સાવત્થિનગરી, ૩. સમુદ્રવિજય રાજા પિતા, ૪. ભદ્રામાતા. ૫. પાંચ લાખ વર્ષ આયુષ્ય, ૬. ૪૨ાા ધનુષ્યનું દેહમાન, ૭. પચીસ હજાર વર્ષ કુંવરપણે રહ્યા, ૮. પચીસ હજાર વર્ષ મંડલિકપણે રહ્યા, ૯. વીશ હજાર વર્ષ લગે દેશસાધના, ૧૦. ત્રણ લાખ ને એંસી હજાર વર્ષ રાજ્ય, ૧૧. સુનંદા સ્ત્રીરત્ન, ૧૨. પચાસ હજાર વર્ષ દીક્ષા પાળી, ૧૩. ત્રીજે દેવલોકે ગયા, ૧૪. ધર્મનાથના તીર્થમાં થયા.

**૪. સનત્કુમારચક્રી.** ૨. હસ્તિનાપુર નગર, ૩. અશ્વસેન રાજા પિતા, ૪. સહદેવી માતા, ૫. ત્રણ લાખ વર્ષનું આયુષ્ય, ૬. ૪૧ાા ધનુષ્યનું દેહમાન, ૭. પચાસ હજાર વર્ષ કુંવરપણે રહ્યા, ૮. પચાસ હજાર વર્ષ મંડલિકપણે રહ્યા, ૯. એક હજાર વર્ષ દેશસાધના, ૧૦. નવાણું હજાર વર્ષ લગે રાજ્ય, ૧૧. જયા સ્ત્રીરત્ન, ૧૨. એક લાખ વર્ષ લગે દીક્ષા પાળી, ૧૩. ત્રીજે દેવલોકે ગયા, ૧૪. ધર્મનાથના તીર્થમાં થયા.

**૫. શાંતિનાથચક્રી.** ૨. હસ્તિનાપુર નગર, ૩. વિશ્વસેન રાજા પિતા, ૪. અચિરા માતા, ૫. એક લાખ વર્ષનું આયુષ્ય, ૬. ચાલીશ ધનુષ્યનું દેહમાન, ૭. પચીસ હજાર વર્ષ કુંવરપણે રહ્યા, ૮. પચીસ હજાર વર્ષ મંડલિકપણે રહ્યા, ૯. આઠસે વર્ષ દેશસાધના, ૧૦. ચોવીશ હજાર બસેં વર્ષ રાજ્ય, ૧૧. વિજયા સ્ત્રીરત્ન, ૧૨. પચીસ હજાર વર્ષ દીક્ષા પાળી, ૧૩. મુકતે ગયા, ૧૪. સ્વયં તીર્થંકર થયા.

**૬. કુંથુચક્રી.** ૨. હસ્તિનાપુર નગર, ૩. સુરસેન રાજા પિતા, ૪. શ્રીદેવી માતા. ૫. પંચાણુ હજાર વર્ષનું આયુષ્ય, ૬. પાંત્રીશ ધનુષ્યનું દેહમાન, ૭. પોણી ચોવીશ હજાર વર્ષ કુંવરપણે રહ્યા ૮. પોણી ચોવીશ હજાર વર્ષ મંડલિકપણે રહ્યા, ૯. છસો વર્ષ દેશસાધના, ૧૦. ત્રેવીશ હજાર ને દોઢસો વર્ષ

---

* સગરચક્રીનો રાજ્યકાલ વિચારણીય છે. કારણ ? અજિતનાથ પ્રભુના તેઓ કાકાઇ ભાઇ થાય છે. અજિતનાથ પ્રભુ દીક્ષા લીધા બાદ તેઓ રાજ્યે બેઠા છે અને પ્રભુ પાસે દીક્ષા લીધી છે, માટે રાજ્યકાલ બહુ અલ્પ ઘટી શકે. ગૃહવાસમાં ૭૧ લાખ પૂર્વ રહેલ છે એમ સગવ.ચાંગમાં છે પણ કુંવરપણે બહુકાળ જણાય છે માટે વિદ્વાનોએ વિચારવું.

રાજ્ય, ૧૧. કૃષ્ણશ્રી સ્ત્રીરત્ન, ૧૨. પોણી ચોવીશ હજાર વર્ષ દીક્ષા પાળી, ૧૩. મુક્તે ગયા, ૧૪ સ્વય તીર્થંકર થયા.

૭. અરચક્રી ૨. હસ્તિનાપુર નગર, ૩. સુદર્શન રાજા પિતા, ૪. દેવી માતા, ૫ ચોર્યાશી હજાર વર્ષનુ આયુષ્ય, ૬ ત્રીશ ધનુષ્યનુ દેહમાન, ૭ એકવીશ હજાર વર્ષ કુંવરપણે ગયા, ૮. એકવીશ હજાર વર્ષ મંડલિકપણે ગયા ૯. પાંચસેં વર્ષ દેશસાધના, ૧૦. સાડીવીશ હજાર વર્ષ રાજ્ય, ૧૧ સુરશ્રી સ્ત્રીરત્ન, ૧૨. એકવીશ હજાર વર્ષ દીક્ષા પાળી, ૧૩ મુક્તે ગયા, ૧૪ સ્વયં તીર્થંકર થયા

૮. સુભૂમચક્રી. ૨. વાણારશી નગરી, ૩. કાર્તિવીર્ય રાજા પિતા, ૪ તારા રાણી માતા, ૫ સાઠ હજાર વર્ષનુ આયુષ્ય, ૬. અઠાવીશ ધનુષ્યનુ દેહમાન, ૭ પાચ હજાર વર્ષ કુંવર, ૮. પાચ હજાર વર્ષ મંડલિક, ૯. પાચસે વરસ દેશસાધના ૧૦ ઓગણપચાસ હજાર ને છસો વર્ષ રાજ્ય, ૧૧ પદ્મશ્રી રાણી સ્ત્રીરત્ન, ૧૨. દીક્ષા ન લીધી, ૧૩ સાતમી નર્કે ગયા, ૧૪. શ્રી અરનાથના તીર્થમા ગયા

૯ મહાપદ્મચક્રી. ૨ હસ્તિનાપુર, ૩. પદ્મરથ રાજા પિતા, ૪. જવાલા માતા, ૫. ત્રીશ હજાર વર્ષનું આયુષ્ય, ૬. વીશ ધનુષ્યનું દેહમાન, ૭ પાચ હજાર વર્ષ કુંવર, ૮. પાચ હજાર વર્ષ મંડલિક, ૯ ત્રણસે વર્ષ દેશસાધના, ૧૦ અઢાર હજાર સાતસે વર્ષ રાજ્ય, ૧૧. વસુધરા સ્ત્રીરત્ન, ૧૨. એક હજાર વર્ષ દીક્ષા, ૧૩. મુક્તે ગયા, ૧૪. મુનિસુવ્રતસ્વામીના તીર્થમાં ગયા

૧૦. હરિષેણચક્રી. ૨. કપિલપુરનગર, ૩. મહાહરી રાજા પિતા, ૪. મેરાદેવી માતા, ૫ દશ હજાર વર્ષનું આયુષ્ય, ૬. પદર ધનુષ્યનું દેહમાન, ૭ સવા ત્રણસે વર્ષ કુંવર, ૮. સવા ત્રણસે વર્ષ મંડલિક, ૯ દોઢસો વર્ષ દેશસાધના, ૧૦. એક હજાર આઠસે સીત્તેર વર્ષ રાજ્ય, ૧૧. દેવીરાણી સ્ત્રીરત્ન, ૧૨. સાત હજાર ત્રણસે ત્રીશ વર્ષ દીક્ષા, ૧૩. મુક્તે ગયા, ૧૪. નમિનાથના તીર્થમા થયા.

૧૧ જયચક્રી, ૨. રાજગૃહીનગરી, ૩. સમુદ્રવિજય રાજા પિતા, ૪. વિપ્રા માતા, ૫. ત્રણ હજાર વર્ષનું આયુષ્ય, ૬ બાર ધનુષ્યનું દેહમાન, ૭. ત્રણસો વર્ષ કુંવર, ૮. ત્રણસો વર્ષ મંડલિક, ૯. એકસો વર્ષ દેશસાધના, ૧૦. એક હજાર નવસો વર્ષ રાજ્ય, ૧૧ લક્ષ્મણા સ્ત્રીરત્ન, ૧૨. ચારસો વર્ષ દીક્ષા, ૧૩. મુક્તે ગયા, ૧૪. નમિનાથના તીર્થમા થયા.

૧૨. બ્રહ્મદત્તચક્રી. ૨. કપીલપુરનગર, ૩. બ્રહ્મરાજા પિતા, ૪. ચુલણી માતા, ૫ સાતસો વર્ષનુ આયુષ્ય, ૬. સાત ધનુષ્યનું દેહમાન, ૭. અઠાવીશ વર્ષ કુંવર, ૮. છપ્પન વર્ષ મંડલિક, ૯. સોળ વર્ષ દેશસાધના, ૧૦. છસો વર્ષ રાજ્ય, ૧૧. કુર્મતી સ્ત્રીરત્ન, ૧૨. દીક્ષા ન લીધી, ૧૩. સાતમી નર્કે ગયા, ૧૪ નેમિનાથ ને પાર્શ્વનાથના આતરામાં થયા



# વીરપણું તે આતમઠાણે.

લેખકઃ-ચોકસી.

યોગીરાજ આનંદઘનકૃત ચોવીશી (બાવીશી) અને એમાં સમાવેલ અધ્યાત્મ વિષયિક અપૂર્વ સામગ્રીનો વિચાર કરતાં આજે આપણે પ્રાંત ભાગે આવી ચૂકયા. ચરમ જિનપતિ શ્રી વર્ધમાનપ્રભુના સ્તવન સંબંધી ઊહાપોહ સાથે આ લેખમાળાનો અંત આવે છે. ચોવીશમા તીર્થંકર 'શ્રી મહાવીર' તરીકે સવિશેષ પ્રસિદ્ધિને પામ્યા છે. વિશ્વમાં સવિશેષ કીર્તિ મહાવીર યાને પરાક્રમીઓની જ ગવાય છે. તેઓશ્રીના સ્તવનમાંથી આપણે પણ 'વીરપણું' જ માગીએ છીએ. વીરતા વિનાના જીવનની કંઇ જ કિંમત નથી. કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી પરમાત્મા શ્રીવીર પ્રભુ સંબંધી લખતાં કહે છે કે—

विदारयति यः कर्म, तपसा च विराजते ।
तपोवीर्येण युक्तश्च, तस्मात् वीर इति स्मृतः ॥

અર્થાત્ કર્મોનું વિદારણ—હણન—કરવામાં જે બળવાન છે અને દેહનું દમન કરી તપસાધનામાં જે અજોડ છે એવા અર્થાત્ 'તપ ને વીર્ય' રૂપ બેલડીવાળા બળવાન સંત તે જ સાચા શૂરવીર અને તે જ આપણા 'વીર'.

વીર પરમાત્મા પાસે આત્મા કેવા પ્રકારની માગણી કરે છે ? સ્તવનના શ્રી ગણેશાય નમઃ કરતાં જ રચયિતા એ વાત જણાવે છે.

વીર જિનેશ્વર ચરણે લાગું,
વીરપણું તે માગું રે.

વીરપણું તો ખરું પણ એ કેવા પ્રકારનું એ પ્રશ્ન સહજ છે. અહીં ક્ષાયિક વીર્યપણાની વાત છે કેમકે એ જાતનો વીર્યોલ્લાસ થયા વગર મિથ્યાત્વ અને મૂઢતારૂપ અંધકાર દૂર થતાં જ નથી. છદ્મસ્થ વીરતા ઘણીયે વાર પ્રાપ્ત કરી એથી સંસારભ્રમણ ચાલુ રહેવા સિવાય અન્ય કંઈ લાભ થયો નથી, એ વાત બીજી ગાથામાં દર્શાવી કમ્મપયડી ગ્રંથમાં વર્ણવેલા અસંખ્ય પ્રદેશ ને અસંખ્યાતા યોગની વાત ત્રીજી ગાથામાં બતાવી. મુદ્દાની વાત કહે છે અને તે એ જ કે જ્યાં અનંતવીર્ય હોય ત્યાં કર્મ ન લાગે. આત્માના આઠ રુચકપ્રદેશમાં કર્મગ્રહણરૂપ ક્રિયા નથી અર્થાત્ જ્યાં યોગની નિશ્ચળતા છે ત્યાં આત્મશક્તિને કોઇ કર્મ રુંધી શકે નહીં એ વાત ચોથી ગાથામાં ટૂંકામાં કહેલી છે જે હૃદયમાં કોતરી રાખવા જેવી છે.

ઉત્કૃષ્ટે વીરયને વેસે,
યોગ ક્રિયા નવિ પેસે રે;
યોગતણી ધ્રુવતાને લેસે,
આતમ શક્તિ ન ખેસે રે.

પાંચમી ગાથામાં ભોગી પુરુષનું દષ્ટાંત આપી મુદ્દો સ્પષ્ટ કર્યો છે અને છઠ્ઠી ગાથામાં પુરવાર કર્યું છે કે જે વીરપણાની માગણી કરવા આત્મા તત્પર થયો છે, એ કંઈ બહાર શોધવા જવાપણું નથી.મૃગની ડુંટીમાં કસ્તૂરી હોવા છતાં મૂઢ એવું હરણ એ સારુ અરણ્યમાં કૂદકા મારે છે તેમ મોહનિદ્રામાં પડેલ જીવડો પણ ચેષ્ટા કરી રહેલ છે. વીર પ્રભુના સામે

એક વાર બરાબર મીંટ માંડી, તેઓશ્રીએ ગ્રહણ કરેલ માર્ગ યથાર્થ રીતે વિચારે તો બેડાપાર થયા વગર રહે જ નહિં એ માટે સ્તવનકારના શબ્દો આ રહ્યા—

વીરપણું તે આતમ ઠાણે,
'જાણ્યું તુમચી વાણે રે,
ધ્યાન વિનાણે શકિત પ્રમાણે,
નિજ ધ્રુવપદ પરિમાણે રે.

આમ ચરમ જિનના સ્તવનમાં ઉપરની છઠ્ઠી ગાથા એ નિચોડરૂપ છે. સાતમીમાં તો કેવળ ઉપસંહાર છે. એ સાથે એક નોંધ પણ પ્રાપ્ત થાય છે કે આનંદઘનજીકૃત ચોવીશીના પાછલા બે સ્તવનો શ્રી જ્ઞાનવિમલસૂરિ તથા પંડિત દેવચંદ્રજીએ રચ્યા છે. એથી પૂર્વે જે વિચારણા કરી ગયા તે સાવ પાયા વગરની નથી એમ પુરવાર થાય છે. દરેક સ્તવનના અંત ભાગે આનંદઘન નામ આવતું હોવાથી કયું કોનું રચેલું છે એ શોધવું મુશ્કેલ છે. ઉપર જે બે વિદ્વાનોની વાત કરી એ પણ આગમના અભ્યાસી મહાત્માઓ છે એટલે એમના સ્તવનમાં યોગીરાજનો અધ્યાત્મક્રમ જળવાયેલો ન જણાય છતાં તાત્વિક ને દ્રવ્યાનુયોગ સબંધી વિદ્વત્તા ભરેલી છે તે છુપી નથી રહેતી એ સ્તવનો આજકાલના મામૂલી ને કેવલ 'અલબેલડા' કે નાટકી રાગ ને સ્વાગથી સજાયેલા સ્તવનો કરતાં અતિ ઘણા ઉચ્ચ ભાવથી ભરપુર છે.

શ્રી પાર્શ્વજિનના ત્રણ સ્તવન મુજબ અહીં પણ ત્રણ સ્તવન ઉપલબ્ધ થાય છે ઉપર એકની વાત કરી ગયા. બીજાની શરૂઆત નિમ્ન પ્રકારે થાય છે.

ચરમ જિણેસર વિગત સ્વરૂપનું રે,
ભાવું કેમ સ્વરૂપ ?
સાકારી વિણ ધ્યાન ન સંભવે રે,
એ અવિકાર અરૂપ.

આમાં પ્રભુશ્રી વીરના સાકાર-નિરાકાર સ્વરૂપથી શરૂઆત કરી, આગળની ગાથાઓમાં એની ચર્ચા ચલાવી અપેક્ષાથી ઘટનામાં બન્ને પ્રકાર સમાય છે એ દર્શાવ્યું છે. પ્રાંતની બે ગાથાઓ મનન કરવા જેવી છે

આતમતા પરિણતિ જે પરિણમ્યો,
તે મુજ ભેદાભેદ;
તદાકાર વિણ મારા રૂપનું રે,
ધ્યાવું વિધ પ્રતિષેધ. ૬

અંતિમ ભવગહણે તુજ ભાવનું રે;
ભાવ શું શુદ્ધ સરૂપ;
તદ્યે આનંદઘન પદ પામશું રે,
આતમ રૂપ અનૂપ. ૭

ત્રીજા સ્તવનમા પ્રભુ શ્રી વીરને અનુભવી તરિકે વર્ણવી, અતીન્દ્રિય પદાર્થો કે જેનું સ્વરૂપ બાળજીવોને માટે અગોચર ને અલક્ષ્ય છે તે કરુણા કરી સાચી મૈત્રી-ભાવના દાખવી બતાવ્યું તે માટે ઉપકારની લાગણી રજુ કરી છે.

વીર જિનેશ્વર પરમેશ્વર જયો,
જગજીવન જિન ભૂપ;
અનુભવ મિત્તે રે ચિત્તે હિતકરી,
દાખ્યું તાસ સ્વરૂપ

પદાર્થની ઓળખાણ કેવી વિષમ છે એ દર્શાવતા કહે છે કે—

' નય નિક્ષેપે જે ન જાણીયે,
નવિ જીહાં પ્રસરે પ્રમાણ;

શુદ્ધ સ્વરૂપે રે તે બ્રહ્મ દાખવે,
કેવળ અનુભવ ભાણ. ૩

આગળની ગાથાઓમાં પ્રભુની શક્તિ સૂચવતા ને ગુણ વર્ણવતાં અંતમાં ( ગાથા ૭ મીમાં ) જણાવે છે કે—

અનુભવ સંગે રે રંગે પ્રભુ મલ્યા,
સફળ ફળ્યા સવિકાજ;

નિજ પદ સંપદ જે તે અનુભવે,
આનંદઘન મહારાજ.

આમ જે લેખમાળા લગભગ બે વર્ષ ઉપર આરંભી હતી તે આજે પુર્ણ થાય છે. યોગીરાજ આનંદઘનજીના સ્તવનોમાં જે અધ્યાત્મભાવ ભર્યો છે તે આપણે વિસ્તારથી જોઈ ગયા. એ સાથે ક્રમસર પ્રગતિ સાધતો અભ્યાસી આગળ વધતાં કેવી રીતે આત્મ-સાક્ષાત્કાર કરી શકે એનો પણ વિચાર કરી ગયા. આમાં ટુંકમાં કહીએ તો શ્રીમદ્ આનંદઘનજીએ પ્રભુના સ્તવનરૂપે સારો ય ઉન્નતિક્રમ મુમુક્ષુ આત્મા માટે આંકયો છે અને ટુંકાણમાં આગમના ઉમદા અને કિંમતી રહસ્યો એમાં ગુંથ્યા છે. સ્તવનોમાં રહેલી આવી અપૂર્વતા ને અલૌકિકતા આગળ વર્તમાન કાળના નાટકી રાગોના સ્તવનો ફ્રાસ-ફુસીઆ ને છીછરા જણાય છે.

અધ્યાત્મરસિક બંધુઓ આ સ્તવનો સતત દૃષ્ટિ સન્મુખ રાખે અને એના ભાવમાં રમણ કરવાનો અભ્યાસ પાડે તો જરૂર મુકિત સન્મુખ જીવનનાવ દોરી શકે. ૐ શાંતિ.

## ઉપદેશ પદ.

સફર આ પૂરી થઈ ગઈ છે.
તમે તરછોડી મમતાને,
વળોને શ્રેયની વાટે,
પ્રમાદી કયાં સુધી રહેશો ? સફર૦...૧
વીત્યાં ચાલીશ આશામાં,
મળ્યું ના દ્રવ્ય તોયે કાંઈ,
થશો ઘરડા હવે ચેતો. સફર૦...૨
વળે છે ઝાંખ આંખોમાં,
કાન પણ થઇ ગયા બ્હેરા,
હવે તો કાંઈ સમજોને. સફર૦...૩
ગયો સહુ જન્મ ધંધામાં,
લોભનો અંત ના આવ્યો,
ધર્મ કરશો તમે કયારે ? સફર૦...૪
ધરા ધન ધામ દારાની,
કરી સેવા ગયા થાકી,
કરો સેવા નિજાતમની. સફર૦...૫
રડાવ્યા દીન દુઃખિયાને,
ચઢીને માનના ઘોડે,
ખમાવી લો તમે જલદી. સફર૦...૬
બનીને લીન સ્વારથમાં,
કર્યાં કૃત્યો ઘણાં કૂડાં,
હવે સત્કૃત્યમાં વળગો. સફર૦...૭
થયા સિત્તેર પંચોતેર,
કર્યો સાથી તમે માંચો,
પ્રભુનું નામ સંભારો. સફર૦...૮
રાજયક્ષ્મા પછો લાગુ,
અશક્તિ બહુ વધી ગઇ છે,
આશક્તિને હવે છોડો. સફર૦...૯
જવું ચોક્કસ બધું મૂકી,
વદીને કેમ ભૂલો છો ?
મૂંઝાઓ કેમ છો મનમાં ? સફર૦...૧૦
પ્રભુના પંથમાં રહીને,
પ્રભુરૂપે તમે થઇને,
બતાવી દો જગતને કે. સફર૦...૧૧

આ. શ્રી વિજયકસ્તૂરસૂરિજી મહારાજ

# વર્તમાન સમાચાર.

## પંજાબ સમાચાર.

### પટ્ટદર્શન અને જન્મજયંતી.

શીઆલકોટ શહેરના શ્રી આત્માનંદ જૈન ભવનમાં પૂજ્ય આચાર્યવર્ય શ્રીમદ્વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજે કાર્તિકી પુનમના દિવસે જૈન-અજૈનોની મોટી સભામાં પરમપુનિત શ્રી શત્રુંજયતીર્થના માહાત્મ્ય ઉપર પ્રભાવશાળી વ્યાખ્યાન આપ્યું હતું. ભગવત્પ્રતિમાપૂજન શાસ્ત્રસિદ્ધ છે એમ સાબિત કરી બતાવ્યું હતું.

બપોરે શ્રી શત્રુંજય તીર્થના પટના દર્શનાર્થે આચાર્યશ્રીજી મુનિમંડળી અને શ્રી સંઘની સાથે વાજતેગાજતે રાયસાહેબ લાલા કર્મચંદજી અગ્રવાલ ઓનરેરી માજીસ્ટ્રેટની કોઠીએ પધાર્યા હતા. ત્યાં લાહોર અને નારાવાલથી આવેલ શ્રીશત્રુંજયના પટ્ટ બાંધવામાં આવ્યા હતા. સ્તુતિ, ચૈત્યવંદન આદિ વિધિવિધાન કરવામાં આવ્યા. આચાર્યશ્રીજીએ ન્યાયાંભોનિધિ જૈનાચાર્ય શ્રીમદ્વિજયાનંદસૂરીશ્વરજી રચિત 'જિણંદા તોરે ચરણકમલકી રે' એ સ્તવન બોલી ભાવના ભાવી હતી. શ્રી આત્માનંદ જૈન ગુરુકુળ પંજાબના વિદ્યાર્થીઓ અને ભાઈઓએ પણ પ્રભુસ્તુતિના સ્તવનો ગાયા હતા.

આ અવસરે મુંબઈથી રાયસાહેબ લાલા કર્મચંદજીનો ચાતુર્માસ નિર્વિઘ્નપણે સાનંદ પૂરું થયું એની ખુશાલીનો તાર આવ્યો. શ્રી આત્માનંદ જૈન ગુરુકુળના અધિષ્ઠાતાજીએ વાંચી સંભળાવતાં સર્વે ઉત્સાહિત થઈ ગયા હતા.

રાતના સાત વાગે લાલાજીની કોઠીએ જ શહેરના સુપ્રતિષ્ઠિત પંડિત જમનાદાસ વકીલની અધ્યક્ષતામાં કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યજીની જન્મજયંતી સમારોહથી ઉજવવામાં આવી.

પ્રથમ શ્રી ગુરુકુળના વિદ્યાર્થીઓએ મંગલાચરણ કર્યું. પછી લાહોરનિવાસી પંડિત પુરુષોત્તમચંદજી જૈન શાસ્ત્રી એમ. એ. એમ. ઓ. એલ. એ કવિ કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યજીના જીવન પર બોલતા જણાવ્યું હતું કે શ્રી હેમચંદ્રાચાર્યજીની ધર્મનીતિ, રાજનીતિ અને યોગશાસ્ત્રાદિ અન્ય ભારતીય ધાર્મિક ક્ષેત્રોમાં કેટલું ઉચ્ચ સ્થાન ધરાવે છે તે ઉદાહરણોદ્વારા ગવેષણાત્મક દૃષ્ટિથી સ્પષ્ટ કર્યું હતું અને જણાવ્યું હતું કે જૈનધર્મના ખરા સ્વરૂપને સમજવું હોય તો જૈન-અજૈન શાસ્ત્રોના અગાધ વિદ્વાન શ્રી હેમચંદ્રાચાર્યજીની કૃતિઓ વાંચવી જોઈએ. એ પછી ભૂતપૂર્વ શ્રી આત્માનંદ જૈન ગુરુકુળના વિદ્યાર્થી પંડિત હીરાલાલજી દુગડે ઉદાહરણો આપી જયંતીનાયકની જીવની ઉપર પ્રકાશ ફેંક્યો હતો,

આચાર્યશ્રીજીના દર્શનાર્થે આવેલ વડોદરાનિવાસી ડૉ. ત્રિભોવનદાસ લહેરચંદે ઐતિહાસિક ભાષણ આપ્યું હતું. એ પછી સંગીત થયા બાદ અધ્યક્ષ મહાશયે જયંતીનાયકને વિનમ્રભરી શ્રદ્ધાંજલી અર્પણ કરી હતી અને જણાવ્યું હતું કે આવા મહાપુરુષો ગમે તે ધર્મના હોય તેઓના ચરણોમાં મારું મસ્તક ઝુકી પડે છે. શ્રી હેમચંદ્રાચાર્યજીનો વિશ્વપ્રેમ અને એઓની ઉદારતા મને ઘણી જ પ્યારી લાગે છે. જે સમાજમાં, જે ધર્મમાં આવા પ્રભાવશાળી-પ્રૌઢ વિદ્વાન થઈ ગયા હોય અને શ્રી વિજયવલ્લભસૂરિજી જેવા પ્રભાવશાળી વિદ્વાન મોજુદ હોય, ખરેખર એ સમાજનું સદ્ભાગ્ય છે. ઈત્યાદિ સુગમ વિવેચન કર્યું. દશ વાગે સભા વિસર્જન થઈ.

---

## શીઆલકોટ સીટીમાં ચાતુર્માસ સમાપ્ત

આચાર્યવર્ય શ્રીમદ્વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજે શીઆલકોટ શહેરની જૈન અજૈન જનતાની

આગ્રહભરી વિનંતીને માન આપી ભગવાનશ્રી હેમચંદ્રાચાર્યરચિત જૈન રામયણુ જેમાં આવેલ દરેકે દરેક વિષયો પર સુંદર વિવેચનો કરી સમજુતીપૂર્વક વાંચવા પ્રારંભ કરી હતી તે કા. વ. ૧૩ જયજયકારની સાથે સમાપ્ત થઇ છે એની ખુશાલીમાં પૂજા ભણાવવામાં આવી અને પ્રભાવના કરવામાં આવી.

## પાલેજમાં અઠ્ઠાઇમહોત્સવ તથા શાંતિસ્નાત્ર સમારોહ.

આચાર્ય શ્રી વિજયલલિતસૂરિજી વિગેરેના સપરિવારના પાલેજમાં શુભાગમન બાદ બહુવિધ ધર્મકાર્યો થવા પામ્યા છે. શેઠ મૂળચંદ લક્ષ્મીચંદની સદિચ્છાથી ઉપસ્થિત થએલ આ મહોત્સવ નિમિતે કલકત્તા, દિલ્હી, આગ્રા, મુંબઇ, ગુજરાત આદિ શહેરોમાં તથા પંજાબ, મારવાડમાં આમત્રણપત્રિકા પાઠવવામાં આવી હતી અને તેને માન આપી ગુજરાત, મુંબઇ અમદાવાદ, અમલનેર આદિ શહેરોના સંબંધ ધરાવતા ઘણા શ્રીમંતો આવી પહોંચ્યા હતા. વિધિ માટે વલાદ ગ્રામનિવાસી શેઠ ફૂલચંદ ખીમચંદ તથા પૂજા માટે ગવૈયા શ્રી ભૂરાલાલ ફૂલચંદ તથા માસ્તર મુકુન્દ તથા ઉમેદપુરથી ( મારવાડથી ) ભજનમંડળી તથા વડોદરાથી રથ અને ભરુચથી બેન્ડ મંગાવી ઉત્સવની શોભામાં અદ્દભુત વધારો થયો હતો. નવકારશીઓ પણ થઇ હતી.

શાન્તિસ્નાત્ર સમયે શ્રીમાન શેઠ મૂળચંદ લક્ષ્મીચંદ તથા શેઠ મનસુખલાલ બહેચરદાસને સ્થાનિક તેમજ આસપાસના સ્થળના જૈન સંઘો તરફથી કિંમતી દુશાલા આદિ અર્પણ કરી સન્માનવામાં આવ્યા હતા. અને દેવદ્રવ્ય, જીવદયા આદિમાં પણ લોકોએ સારો ફાળો આપ્યો હતો. ઉપરોકત રીતે મહોત્સવ આનંદપૂર્વક સમાપ્ત થયો હતો

## શ્રી અંધેરી ઉપધાનમહોત્સવ.

આચાર્યદેવશ્રી વિજયરામચંદ્રસૂરિજી મહારાજના ઉપદેશશ્રવણથી ઉપધાનતપ આરાધન કરવાની શેઠ શ્રી માણેકલાલ ચુનીલાલના ધર્મપત્ની અ. સૌ. કમળાબહેનની ભાવના જાગૃત થતાં વિનંતિ કરવાથી ઉપધાનતપ આરાધન કરવાનું પ્રવેશ મુહૂર્ત (પ્રથમ) માગશર શુદ ૯ તા. ૨૭-૧૧-૪૧ ના રોજ સવારના મુંબઇના પ્રતિષ્ઠિત જૈન બંધુઓની હાજરી વચ્ચે આચાર્યશ્રીએ આરાધક ભાઇઓ તથા બહેનોને ઉપધાનતપક્રિયાની શરૂઆત કરાવી હતી. શ્રીમતી કમળાબહેને ઘણા જ હર્ષપૂર્વક બીજાઓ સાથે કરી હતી. ૨૦૦ પુરુષો અને ૪૦૦ બહેનોએ ભાગ લીધો છે. બીજું મુહૂર્ત, માગશર શુદ ૧૩ નું નક્કી થયેલ છે.

સ્થળ, શેઠ કરમચંદ જૈન પૌષધશાળા પાસે, શેઠ માણેકલાલભાઇની પોતાની જગ્યામાં બાંધેલા વિશાલ મંડપમાં. મળેલું

## સમુદાયે કરેલો બહિષ્કાર.

મુનિશ્રી સત્યવિજયજીની સ્વચ્છંદ અનુચિત્ત પ્રવૃત્તિ જોઈ શ્રી ગુજરાંવાલાના શ્રી સંઘે અનેક રીતે તે છોડવા સમજાવ્યાં છતાં પોતાની આદત નહિ ભૂલવાથી તેમજ સાધુવેશની પણ નિભંચ્છના કરવાથી શીયાલકોટથી શ્રીમાન્ વિજયવલ્લભસૂરીશ્વરજીની ગુજરાનવાલા સંઘે આજ્ઞા લઈ તે સત્યવિજયને તેના વતન અમદાવાદ વિદાય કરેલ છે. જેથી સર્વ સાધુમુનિરાજ તેથી સાવચેત રહે.

## શ્રી આત્માનંદ જૈન મુક્તિમંદિરનું ખાંત મુહૂર્ત.

પૂજ્યપાદ આચાર્યવર્ય શ્રીમદ્વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજના સદુપદેશથી અને એઓશ્રીજીની ઉપસ્થિતિમાં શીયાલકોટ શહેરમાં માગશર સુદિ ૧૦ તા. ૨૮-૧૧-૪૧ શુક્રવારે શ્રી આત્માનંદ જૈન મુક્તિમંદિરનું ખાંત મુહૂર્ત ગુજરાંવાલાનિવાસી લાલા કપૂરચંદજી દુગડ જૈનના સુપુત્રી કુમારી પુષ્પાવતીના હાથે કરવામાં આવ્યું છે. આની ખુશાલીમાં રાયસાહેબ લાલા કર્મચંદજી ઓનેરરી માજીસ્ટ્રેટે પાંચ રૂપીયા કુમારી પુષ્પાવતીને બક્ષીશ આપ્યા, કુમારી પુષ્પાવતીએ પોતાના તરફથી ૭ રૂપીયા ઉમેરી ૧૨ રૂપીયા શ્રીમંદિરને અર્પણ કર્યા.

આ પ્રસંગે રાયસાહેબ લાલા કર્મચંદજી ઓનરરી માજીસ્ટ્રેટ, લાલા ગોપાલશાહજી, બાબુ ભોળાનાથજી, બાબુ શોરીલાલજી બી. એ., લાલા રામલાલજી પ્યારાલાલજી, ખજાનચીલાલજી વિગેરે અને ગુજરાંવાલાનિવાસી લાલા ચરણુદાસજી પનાલાલજી, દીવાનચંદજી, છોટાલાલજી, કપૂરચંદજી, ચૌધરી દીનાનાથજી વિગેરે-જૈન અજૈન બંધુઓની ઉપસ્થિતિ ખાસ ધ્યાન ખેંચનારી હતી. શીલાન્યાસની તૈયારી ચાલી રહી છે.




પુસ્તક : ૩૯ મું · આત્મ- વીર સં. ૨૪૬૮ : પોષ :
અંક : ૬ ઠ્ઠો : સં. ૪૬ : વિક્રમ સં. ૧૯૯૮ · જાન્યુઆરી :

# ભદ્રેશ્વર તીર્થમંડન શ્રી મહાવીર–સ્તવન.

( ઝટ જાઓ ચંદનહાર લાવો ... )

ભજો ભાવે પ્રભુ મહાવીર રે, નિરંજન અવિનાશી,
પ્રભુ ધર્મધુરધર ધીર રે, ભદ્રેશ્વર તીર્થવાસી–ટેક

ભામંડળ શુભ શોભતું, વિદ્યુતનો ચમકાર,
મુખકેરી પ્રતિભા રૂડી, જેની શોભાતણો નહિ પાર રે નિરંજન. ૧

ઊંચા ત્રણ ગઢ દીપતા, ઇન્દ્રધનુ સમ રમ્ય,
દેવદુન્દુભિ ગડગડે, જેનો નાદ સુણાયે અગમ્ય રે. નિરંજન. ૨

ભવિજનકેરા નૃત્યમાં, મોરક્રીડાનો ભાસ,
ચામર ઢોળાયે ઘણા, જાણે હંમતતીનો ઉલ્લાસ રે નિરંજન. ૩

અમૃતસમ એ દેશના, ચાતક સમ સૌ લોક,
સમકિતની સુધા ગ્રહી, કરે કષાય સઘળા ફોક રે. નિરંજન ૪

બુદ્ધિદાતા ! આપજો, અજિત ધામ શિવપુર,
મુનિ હેમેન્દ્ર સુણે ઊરે, આત્મબંસીના મીઠા સૂર રે. નિરંજન. ૫

મુનિશ્રી હેમેન્દ્રસાગરજી મહારાજ

# " ધર્મરૂપી ઢાલ."

ધર્મ એવ હતો હન્તિ, ધર્મો રક્ષતિ રક્ષિતઃ ।
[ હણાએલો ધર્મ આપણને હણે છે, અને રક્ષણ કરાએલો ધર્મ રક્ષણ કરે છે. ]

દોહરો.

સંકટ સમયે સર્વનું, કરે કાર્ય પ્રતિપાળ;
અડગ એક ઓજાર છે, ધર્મની ધીંગી ઢાલ. ૧

હરિગીત છંદ.

સંકટ વિષે સપડાઇ છે, આજે બધીય વસુંધરા,
ચોતરફ લાગી લ્હાય, હાય! પુકારતી ધ્રૂજે ધરા;
લાખો-કરોડો માનવીનો, મૃત્યુવાયુ હાલ છે,
આફતથકી ઉગારનારી, ધર્મકેરી ઢાલ છે. ૧
મૃત્યુતણો વરસાદ વરસે, વિવિધ યાંત્રિકના બળે,
આશ્ચર્ય અદ્‌ભૂત ઉપજે, કોઇ રાક્ષસી બળ આફળે;
જળ-થળ વિષે યુધ્ધો કરે, મહાક્રૂર જાણે કાળ છે.
એમાંથી રક્ષણહાર તો, ધાર્મિક ધીંગી ઢાલ છે. ૨
શાસ્ત્રો અને સુજ્ઞો વદે છે, આ સમયનાં રક્ષણો,
માનવમતિ ચાલે નહિ, ત્યાં ધર્મને રક્ષક ગણો;
અગ્ન્યાસ્ત્રને પણ ઓલવે, જેનો પ્રતાપ વિશાળ છે,
શરણું ગ્રહો સદ્ધર્મનું, એ અજબ ધીંગી ઢાલ છે. ૩
સધ્ધર્મનું પાલન ગયું, મહાપાપ કાંપો જામીયા,
નીતિ ગઇ, ન્યાયો ગયા, તેનાં વિષમફળ પામીયા;
છે 'ધર્મનો જય-પાપનો ક્ષય,' સિધ્ધ વાક્ય સદાય છે,
શિર ધર્મકેરી ઢાલ ઓઢો, તો જ રક્ષણ થાય છે. ૪

દોહરા.

પ્રલયકાળ સમ પેખતી, ધરતી કરે પુકાર,
ઓ! મારાં તનુજો ગ્રહો, ધર્મશર્ણ આ વાર. ૧
લા લાગી છે લક્ષધા, નથી ઉગરવા દ્વાર,
ઓ! મારાં તનુજો ધરો, ધર્મતણો આધાર. ૨
રાવણ જેવો રાજવી, સકળ સંપત્તિવાન,
"નામ નિશાન રહ્યું નહીં, "અધર્મનાં એંધાણ". ૩
સંકટનાં શાકાં પડે, શિર શત્રુ વિકરાળ,
વાળ ન વાંકો થઇ શકે, (જ્યાં) ધર્મની ધીંગી ઢાલ. ૪

લી૦ ધર્મોપદેશક–
રેવાશંકર વાલજી બધેકા

રચનાર અને વિવેચનાર -ડૉ. ભગવાનદાસ મન. સુખભાઈ મહેતા.

# શ્રી સિદ્ધસ્તોત્ર.

*સંબંધ-અભિધેયાદિ. વસંતતિલકાવૃત્ત—

'એવું કરી સ્તવન શ્રી અરિહંતકેરું,
લૌકિક દેવથી વિલક્ષણ ને અનેરું;
શ્રી સિદ્ધનું સ્તવન હું અધુના કરીશ,
સ્વાત્મપ્રદેશ શુભ પુણ્યભરે ભરીશ.

**શબ્દાર્થ**—એવા પ્રકારે લૌકિક દેવથી વિલક્ષણ અને જુદા જ પ્રકારનું એવું શ્રી અરિહંતનું સ્તોત્ર રચીને, હવે હું શ્રી સિદ્ધ ભગવાનનું સ્તવન કરીશ, અને એમ કરતાં પોતાના આત્મપ્રદેશોને શુભ પુણ્યસંભારથી ભરીશ.

વિવેચન—

અત્રે આ સ્તોત્રનો પૂર્વાપર સંબંધ, અભિધેય વિષય અને પ્રયોજન તથા ફલ બતાવવામાં આવ્યા છે.

વિશ્વની વિશિષ્ટ અને શ્રેષ્ઠ વિભૂતિરૂપ પંચપરમેષ્ઠિ છે. તેમાં પ્રથમ શ્રી અરિહંતદેવનું સ્તોત્ર, કે જે ઇતર લૌકિક દેવથી વિલક્ષણ-વિશિષ્ટ લક્ષણવાળું અને કંઇક ઓર જ પ્રકારનું છે,-તે યથાશક્તિ યથાભક્તિ કરીને, હવે હું શ્રી સિદ્ધ ભગવાનનું સ્તોત્ર રચવાને પ્રવૃત્ત થાઉં છું. પૂર્વ પ્રતિજ્ઞા* પ્રમાણે આ લેખકે પંચપરમેષ્ઠિનું-પ્રત્યેકનું સ્વતંત્ર સ્તોત્ર રચવાનો ઉપક્રમ કર્યો છે, તેથી ક્રમપ્રાપ્ત આ બીજું સ્તોત્ર છે. આમ પૂર્વાપર સંબંધ અને અભિધેય વિષય બતાવ્યા.

અને તેમ કરીને પોતાના આત્મપ્રદેશોને હું પુણ્યભરથી-પુણ્યના પ્રાગ્ભારથી ભરી દઈશ,-એ ઉપરથી અનંતર પ્રયોજન તથા ફલ બતાવ્યા, કારણ કે પુણ્યાત્માની ભક્તિમાં-ગુણસ્તુતિમાં પ્રવૃત્ત થવું એ પ્રશસ્ત રાગજન્ય શુભ યોગની પ્રવૃત્તિ છે, અને એવા શુભ યોગની પ્રવૃત્તિ તે પુણ્યાનુબંધી પુણ્યનું કારણ છે તે અંગે આચાર્યચૂડામણિ શ્રી કુંદકુંદસ્વામી કહે છે:-

" अरहंतसिद्धसाहुसु भत्ती धम्मम्मि जाय खलु चेट्ठा ।
अणुगमणं पि गुरूणं पसत्थरागो त्ति वुच्चंति " ॥ —શ્રી પંચાસ્તિકાય.

---

* પંચ પરમેષ્ઠિ પ્રણમીને, રચું પરેષ્ઠિ સ્તોત્ર
તેથી બીજે હોય શું, મંગલ સરિતા સ્રોત ?
હું પામર તે પરમને, સ્તવવા ધરતો હામ,
શ્રુતધર બુધને હાસ્ય વા, હર્ષનું પ્હેરા ઠામ!"

ઇત્યાદિ આ પરમેષ્ઠિસ્તોત્રના પ્રારંભમાં જ જણાવ્યું હતું. તદંતર્ગત પ્રથમ શ્રી અરિહંતસ્તોત્ર શ્રી 'જૈનધર્મપ્રકાશમાં છપાઈ રહ્યું છે, અને બીજું આ શ્રી સિદ્ધસ્તોત્ર અત્રે આપવામાં આવે છે, બાકી અનુક્રમે રચાશે.

" અરિહંત-સિદ્ધ-સાધુ પ્રત્યે ભક્તિ, ધર્મમાં ચેષ્ટા-આચરણ અને ગુરુઓનું અનુગમન-અનુસરણ,-તે પ્રશસ્ત રાગ કહેવાય છે. " ( જેનું ફલ પુણ્ય આસ્રવ છે. )

અને તેમ કરતાં ઉત્તરોત્તર આત્મપરિણામની નિર્મલતા થતાં યોગની શુદ્ધતાથી નિર્જરા થાય છે અને તેથી પરંપરાએ મુક્તિ સાંપડે છે. આમ પરંપર પ્રયોજન તથા ફલસિદ્ધિ-પ્રાપ્તિ છે.

જેમ રચનાર સ્તોત્રકારનું આ પ્રયોજન છે, તેમ વાંચનાર-વિચારનારનું પ્રયોજન પણ ઉપલક્ષણથી તેમજ સમજવું.

અત્રે વિશેષમાં એટલું જાણવું કે દેવત્વસ્વરૂપે દ્રવ્યાર્થિક નયથી અરિહંત અને સિદ્ધમાં કંઇ સ્વરૂપભેદ નથી; જે અરિહંતનું આંતરિક સ્વરૂપ છે તે સિદ્ધનું સ્વરૂપ છે, કારણ કે શુદ્ધ આત્માની ઉપલબ્ધિ એક સરખી છે; ભેદ પર્યાયાર્થિક નયથી છે. એટલે પૂર્વોક્ત અરિહંતનું આંતરિક વર્ણન સિદ્ધને પણ લાગુ પડે છે. **મહાતાત્ત્વિક શ્રી અમૃતચંદ્રાચાર્યજી** પ્રકાશે છેઃ—

" एको यथा सद्द्रव्यार्थात् सिद्धेः शुद्धात्मलब्धितः ।
अर्हन्निति च सिद्धश्च पर्यायार्थात् द्विधा मतः ॥ " —શ્રી પંચાધ્યાયી.

## પ્રથમ તો સિદ્ધનો મહામહિમા બતાવે છે—

**જેનું સ્મરે પુનિત નામ જિનેંદ્રવૃંદો,**
**જેનું સ્તવે સ્વરૂપ સર્વ સુરાસુરેંદ્રો;**
**યોગીંદ્ર જેહ શિવરૂપનું ધ્યાન ધારે,**
**તે સિદ્ધના ચરણ હો શરણું અમારે. ૧**

**શબ્દાર્થ**—જેના પવિત્ર નામનું જિનેંદ્રવૃંદો સ્મરણ કરે છે, જેના સ્વરૂપનું સર્વ સુરાસુરેંદ્રો સ્તવન કરે છે, અને યોગીશ્વરો જે શિવરૂપનું ધ્યાન ધરે છે,—એવા **તે સિદ્ધના ચરણ અમને શરણરૂપ હો !**

### વિવેચન—

વિશ્વની પરમ વિભૂતિરૂપ જિનેશ્વરો કે જે અનંત નિરુપમ આત્મલક્ષ્મીના સ્વામી છે, તે પણ ' नमो सिद्धाणं ' એમ કહી શ્રી સિદ્ધ ભગવાનના પાવન નામનું સ્મરણ કરે છે.

જગતમાં ઊંચી પદવીના અને અઢળક ઋદ્ધિના ધણી, તથા સકલ વાઙ્મયના પારને પામેલા મહામતિ સુરેંદ્રો અને અસુરેંદ્રો શ્રી સિદ્ધના સ્વરૂપની સ્તુતિ કરવા મથે છે, પણ તે પણ તેનું સ્વરૂપ વર્ણવવા સમર્થ થતા નથી. કહ્યું છે કેઃ—

" यः संस्तुतः सकलवाङ्मयतत्त्वबोधा-
दुद्भूतबुद्धिपटुभिः सुरलोकनाथैः । " શ્રી ભક્તામરસ્તોત્ર.

" यस्य स्वयं सुरगुरुर्गरिमाम्बुराशेः
स्तोत्रं सुविस्तृतमतिर्न विभुर्विधातुम् । " શ્રી કલ્યાણમંદિરસ્તોત્ર.

" अपि सर्वविदां वाचो यदंचति न गोचरम् ।
स्वात्मानुभववेद्यं तच्चिदानंदमहः स्तुमः ॥ "

શ્રી જયશેખરસૂરિકૃત પ્રબોધચિંતામણિ

" જે પદ દીઠું શ્રી સર્વજ્ઞે જ્ઞાનમાં,
કહી શક્યા નહિ પણ તે શ્રી ભગવાન જો;
તેહ સ્વરૂપને અન્ય વાણી તે શું કહે ?
અનુભવગોચર માત્ર રહ્યું તે જ્ઞાન જો.
અપૂર્વ અવસર એવો ક્યારે આવશે ? "

મહાતત્ત્વજ્ઞ શ્રીમદ્ રાજચંદ્રજી

અને યોગીશ્વરો પણ તે શિવરૂપ સિદ્ધનું નિરંતર ધ્યાન ધરે છે. શિવ એટલે નિરુપદ્રવ કલ્યાણમય દેવતાવિશેષ.

" नत्वाद्यन्तविनिर्मुक्तं शिवं योगीन्द्रवन्दितम् । "
" मोक्षहेतुर्यतो योगः भिद्यते न ततः क्वचित् । "

શ્રી હરિભદ્રાચાર્યકૃત યોગબિંદુ.

મોક્ષની સાથે યોજે-જોડે-યુંજન કરે તે મોક્ષના કારણરૂપ ' યોગ ' કહેવાય છે શિવરૂપ સિદ્ધના સ્વરૂપધ્યાનમા અનુસંધાન કરવું-યોજાવું તે યોગનો વિશિષ્ટ પ્રકાર છે. એવો મોક્ષસાધક યોગ જે સાધે છે તે સાધક સાધુ અથવા યોગી કહેવાય છે, અને તેમાં પણ જે ઉત્કૃષ્ટ દશાને પ્રાપ્ત થયેલા ગણધર દેવાદિ મહામુનીશ્વરો છે તે યોગીંદ્રો કહેવાય છે એવા યોગીંદ્રો પણ શ્રી સિદ્ધને ધ્યાવે છે

આમ જેને આવા આવા મહિમાવંત મહાજનો સ્મરે છે, સ્તવે છે, ધ્યાવે છે, તેનો મહિમા કેટલો બધો મહાન્ હોવો જોઈએ ? એવા પ્રકારના વચનવિન્યાસથી અત્રે સિદ્ધનો અતિશય બતાવવામાં આવ્યો તે ઉદાત્ત અલંકારનો પ્રકાર છે.

' उदात्तं वस्तुनः संपत् महतां चोपलक्षणम् । ' શ્રી કાવ્યપ્રકાશ

એવા મહામહિમાવંત શ્રી સિદ્ધના ચરણ અમને શરણરૂપ હો !-અત્રે ચરણ શબ્દ બન્ને અર્થમા ઘટી શકે છે એક તો ચરણ એટલે પદ શ્રી સિદ્ધને દેહ તો નથી તો ચરણ કેમ ઘટે ? એનો ઉત્તર એ છે કે સિદ્ધને ચરમ દેહના આકારની ત્રિભાગહીન અવગાહના હોય છે તે અપેક્ષાએ, અથવા ભૂતપૂર્વ ન્યાયે, અથવા આલંકારિક દૃષ્ટિએ એ અર્થ ઘટે છે. અને બીજો અર્થ ચારિત્ર એટલે સ્વસ્વરૂપમા રમણ એ છે અત્રે ઉપલક્ષણથી કહેવાનો આશય તો સ્પષ્ટ એ જ છે કે સિદ્ધનો શુદ્ધ આત્મા અમને શરણરૂપ હો '

શરણ એટલે આશ્રયસ્થાન, ભયમાથી બચવાનુ રક્ષણસ્થાન-વિશ્રામસ્થાન. ભવભ્રમણ ભયથી બચવાને માટે જીવને એવુ પરમ નિર્ભય રક્ષણસ્થાન-આશ્રયભૂમિ-શરણ શ્રી સિદ્ધનું ચરણ છે. સત્પુરુષો કહી ગયા છે કે-

" शरणमेकमनुसर चतुरङ्गम् । " શ્રી વિનયવિજયજીકૃત શાંતસુધારસ.

" હે વિનય ! આમ સર્વ પ્રકારે આ જગત્ અનાથ-અશરણ છે એમ જાણી, તું જેના જ્ઞાન-દર્શન-ચારિત્ર-તપ એ જ્ઞાન ચતુષ્ટયીરૂપ ચાર અંગ છે એવા તારા શાશ્વત આત્માનો જ આશ્રય કર; અથવા જેને એ ચતુષ્ટયી વ્યક્ત થઈ છે એવા વીતરાગ પરમાત્માનું શરણ લે; અથવા દાન-શીલ-તપ-ભાવરૂપ જેના અંગ છે એવા પવિત્ર ધર્મનો આશ્રય લે." શ્રી મનઃસુખભાઇ કીરતચંદકૃત વિવેચન.

" સર્વજ્ઞનો ધર્મ સુશર્ણ જાણી,
આરાધ્ય આરાધ્ય પ્રભાવ આણી;
અનાથ એકાંત સનાથ થાશે,
એના વિના કોઇ ન બાંહ્ય સ્હાશે."

શ્રીમદ્ રાજચંદ્રજીપ્રણીત ભાવનાવબોધ.

" तन्मे त्वदेकशरणस्य शरण्य भूयाः,
स्वामी त्वमेव भुवनेऽत्र भवान्तरेऽपि । " શ્રી કલ્યાણમંદિર સ્તોત્ર.

" જન્મ કૃતારથ તેહનો રે, દિવસ સફલ પણ તાસ;
જગતશરણ જિન ચરણને રે, વંદે ધરિય ઉલ્લાસ. "

—મુનિવર્ય શ્રી દેવચંદ્રજી.

હવે સિદ્ધ શબ્દની નિરુક્તિ આવતા અંકમાં બતાવવામાં આવશે. ( ચાલુ )

# નૈતિક-ઉપદેશક પદ.

[ તર્જ નદી કિનારે બૈઠકે આવો... ]

જુવોને જગમાં ધનવાનોને; નાણાં કેમ કમાયા? જુવોને.
શેર સટ્ટાઓ ખેલી કરીને, વ્યાજવટાવ વટાવ્યા. જુવો૦ ૧
પોતાને હસવાને સુખને માટે, હસતાં કંઇક રડાવ્યાં,
ભાગ્યરૂપી વરસાદ વરસ્યો તિહાં, ક્ષણભર સૌ છલકાયાં. જુવો૦ ૨
નાળા, નદીઓ આખર સાગર, જલમેં જોને શોષાયા,
દુનિયાકી એ રીતિ હઠાકર, સુયશ નીતિ બસાવો. જુવો૦ ૩

મુનિશ્રી યશોવિજયજી મહારાજ

( પ્રભાસપાટણ )

# શ્રી શ્રુતજ્ઞાન.

લેખક—પંન્યાસ શ્રી ધર્મવિજયજી મહારાજ.

[ પ્રાસંગિક. સમ્યગ્દર્શનના પાચ લક્ષણો પૈકી પચમ લક્ષણ ]

## આસ્તિક્યનું સ્વરૂપ.

( નોંધ-આ લેખ ઘણા વખતથી આ માસિકમા ચાલુ કરેલ છે, વચ્ચે પઠન-પાઠનાદિ ) ધાર્મિક પ્રવૃત્તિને અગે અવકાશના અભાવે લેખ લખવાનુ બની શક્યુ ન હતુ. પુન તે લેખ શરૂ થાય છે, વાચકો પૂર્વનુ અનુસધાન સ્વબુદ્ધિથી કરી લેશે. )

( ગત વર્ષના પૃષ્ઠ ૧૮૪ થી શરૂ )

મોક્ષના મૂલકારણભુત સમ્યગ્દર્શન-ગુણ સ્વ-આત્મામા પ્રગટ થયેલ છે કે કેમ? તે જાણવા માટે જૈનદર્શનમા શમ-સવગ-નિર્વેદ-અનુકમ્પા અને આસ્તિક્ય એ પાચ લક્ષણો જણાવેલા છે, એ પાચ લક્ષણો જો પોતાના આત્મામા વર્તતા હોવાનુ સ્વાનુભવથી ખ્યાલમા આવતુ હોય તો સમ્યગ્દર્શનગુણ પ્રગટ થયાનુ અનુમાન થઈ શકે છે. એ પાચ લક્ષણો પૈકી શમ-સવેગાદિ પ્રથમના ચાર લક્ષણોની વ્યાખ્યા અગાઉ કરવામા આવેલ છે, હવે ' આસ્તિક્ય ' નામના પચમ લક્ષણની યથાયોગ્ય વ્યાખ્યા અહિ કરવામા આવે છે.

### ' આસ્તિક્ય ' એ શબ્દનું તાત્પર્ય.

અખિલ વિશ્વમા જેટલા આસ્તિકદર્શનો છે તે બધા ય આત્માદિ પદાર્થોને ભિન્ન ભિન્ન દૃષ્ટિએ અવશ્ય માનવાવાળા છે. 'આત્મા-પુન્ય-પાપ-બધ-મોક્ષ ' ઈત્યાદિ પદાર્થોને જે માને તે આસ્તિક' આવું સામાન્ય લક્ષણ તો સર્વ આસ્તિકદર્શનોમા ઘટી શકે છે, પરતુ તેટલા માત્રથી દરેક આસ્તિકદર્શનને માનવાવાળા ' આસ્તિક્ય ' લક્ષણથી યુક્ત છે અને તેથી તે બધા ય સમકિતવત છે એવું માનવાની જરૂર નથી. એવુ જો માનવામા આવે તો નાસ્તિક-ચાર્વાકદર્શનને માનવાવાળી વ્યક્તિઓ સિવાય બધા ય દર્શનવાળાઓ સમકિતવત ગણાશે, પરતુ જૈનશાસનની પ્રણાલિકા પ્રમાણે તે વિચાર સુસગત નથી. આત્માદિ પદાર્થોને માને તટલા માત્રથી તેમા આસ્તિક્ય માનવાનું નથી, પરતુ અનંતજ્ઞાની જિનેશ્વર-દેવોએ કેવલજ્ઞાનના બલવડે એ આત્માદિ પદાર્થોનુ જે પ્રમાણે યથાર્થ નિરૂપણ કરેલ છે તે પ્રમાણે જ તે આત્માદિ પદાર્થોને માનવા તેનુ નામ ' આસ્તિક્ય ' છે.

### સર્વ દ્રવ્ય-પર્યાયો જાણવાની શક્તિ કેવલજ્ઞાનમાં જ હોય.

આત્માદિ સર્વ પદાર્થોનું યથાર્થ અને સપૂર્ણ જાણપણું તો જ્યારે સ્વ-આત્મામાં કેવલજ્ઞાન-કેવલદર્શનગુણ પ્રગટ થાય ત્યારે જ થઇ શકે છે. મતિ, શ્રુત, અવધિ અને મન પર્યવ એ ચારે ય જ્ઞાનો ભલે પોતપોતાની મર્યાદામા ઉત્કૃષ્ટતયા પ્રગટ થયાં હોય તો પણ તે ચારે ય જ્ઞાનો ક્ષાયોપશમિક ભાવના હોવાથી લોકાલોકવર્ત્તી ત્રૈકાલિક ભાવોને

સંપૂર્ણપણે જાણવા માટે શક્તિસંપન્ન નથી, એ ચારેય જ્ઞાનોવડે આ આત્માએ જેટલું જાણેલું છે તે અપેક્ષાએ નહિં જાણેલું અનન્તગુણ બાકી છે. ક્ષાયોપશમિક ભાવે પ્રગટ થયેલી જ્ઞાનશક્તિ ગમે તેવી ઉત્કૃષ્ટ હદની હોય તો પણ તે શક્તિ વધુમાં વધુ અસંખ્ય દ્રવ્યો તેમજ પ્રત્યેક દ્રવ્યના અસંખ્ય ભૂત, ભાવિ પર્યાયો જાણવા માટે સમર્થ છે, પરંતુ અનન્ત દ્રવ્યો તેમજ પ્રત્યેક દ્રવ્યના અનન્ત પર્યાયો પ્રત્યક્ષ જાણવાની શક્તિ ક્ષાયોપશમિક ભાવે પ્રગટ થયેલા જ્ઞાનમાં નથી. એ અનંત દ્રવ્યો તેમજ અનંત પર્યાયો જાણવાની શક્તિ ક્ષાયિક ભાવે પ્રગટ થયેલા કેવલજ્ઞાનમાં જ હોય છે. કોઈપણ ગુણ સંબંધી ક્ષાયોપશમિક ભાવ એ અપૂર્ણ હોય છે; જ્યારે ક્ષાયિક ભાવ એ ગુણની પૂર્ણતાસૂચક છે.

## આસ્તિક્ય અને સમ્યગ્દર્શનનો અન્વય-વ્યતિરેક સંબંધ.

સર્વ દ્રવ્યો અને સર્વ પર્યાયોનું યથાર્થ જ્ઞાન તો યદ્યપિ ઉપર જણાવ્યા પ્રમાણે કેવલજ્ઞાનવડે જ થાય છે એ નિર્વિવાદ છે, તો પણ જે આત્મામાં દર્શનમોહનો ઉપશમ-ક્ષયોપશમ કિંવા ક્ષય થયો હોય તે આત્મામાં કેવલજ્ઞાનના અંશ સરખું એવું એક રુચિ સ્વરૂપલોકોત્તર જ્ઞાન પ્રગટ થાય છે કે તે જ્ઞાનવડે ભલે તે આત્મા લોકાલોકવર્ત્તી ત્રૈકાલિક ભાવોનું યથાર્થ પ્રત્યક્ષ દર્શન ન કરી શકતો હોય તો પણ" અનંતજ્ઞાની જિનેશ્વરદેવોએ જીવાજીવાદિ પદાર્થો જે પ્રમાણે કહ્યાં છે તે યથાર્થ જ છે. નિઃશંક છે અને સત્ય છે." આવા પ્રકારનું સચોટ મન્તવ્ય તે આત્મામાં પ્રગટ થાય છે, જેનું નામ સમ્યગ્દર્શન કહેવામાં આવે છે, અને એ સમ્યગ્દર્શન ગુણ જે આત્મામાં પ્રગટ થયો હોય તે આત્મામાં 'આસ્તિક્ય' લક્ષણ પણ અવશ્ય હોય છે. સમ્યગ્દર્શન અને આસ્તિક્ય એ બન્નેનો અન્વયવ્યતિરેક સંબંધ છે. જ્યાં જ્યાં સમ્યગ્દર્શન હોય ત્યાં આસ્તિક્ય અવશ્ય હોય, જ્યાં આસ્તિક્ય હોય ત્યાં સમ્યગ્દર્શન પણ અવશ્ય હોય, જ્યાં આસ્તિક્ય નથી ત્યાં સમ્યગ્દર્શન પણ નથી અને જ્યા સમ્યગ્દર્શન નથી ત્યાં આસ્તિક્ય પણ નથી.

બૌદ્ધ, સાંખ્ય, વૈશેષિક વિગેરે દાર્શનિકો આત્માદિ પદાર્થોને માનવાવાળા હોવા છતાં તેઓના તે માન્યતા અનંતજ્ઞાની જિનેશ્વર-દેવકથિત આત્માદિ પદાર્થોના સ્વરૂપની અપેક્ષાએ વિરુદ્ધ તેમજ પૂર્વાપર વિસંવાદી હોવાથી તેઓને 'આસ્તિક્ય' લક્ષણવાળા ગણવામા નથી આવતા, અને 'આસ્તિક્ય'ના અભાવે તેઓ સમકિતવંત પણ નથી હોઇ શકતા.

## 'આસ્તિક્ય' વિનાના શમસંવેગાદિ સમ્યક્ત્વનાં લક્ષણો નથી.

સમ્યગ્દર્શનના શમસંવેગાદિ જે પાંચે લક્ષણોના નિર્દેશ કરવામાં આવ્યો છે, તે પાંચે ય લક્ષણો યદ્યપિ સમકિતવંત આત્મામાં હોવા જ જોઇએ, તથાપિ શમ-સંવેગાદિ પ્રથમના ચાર લક્ષણો કદાચ કોઇ તેવા કર્મોદયજન્ય નિરુપાયના પ્રસંગોમાં ન્યૂનપણે દૃષ્ટિગોચર થાય તેટલા માત્રથી સમ્યગ્દર્શનમાં ક્ષતિ માનવાનું સાહસ કરવું ઉચિત નથી, પરંતુ જેનું નિરૂપણ ચાલે છે તે 'આસ્તિક્ય' નામના પંચમ લક્ષણમાં એક અક્ષર માત્ર પણ

અરુચિ—અશ્રદ્ધાન થાય તો તે આત્મા સમ્યગ્દર્શનથી ભ્રષ્ટ થઇ જાય છે. કોઇ અપેક્ષાએ એમ કહેવામાં આવે કે—"આસ્તિક્ય વિનાના શમ-સંવેગાદિ લક્ષણો આત્મિક વિકાસ માટે નિરર્થક છે" તો તે કથન અસંગત નથી.

### 'આસ્તિક્ય'નો પ્રભાવ.

જે આત્મામા 'આસ્તિક્ય' લક્ષણ બરાબર છે તે આત્મા સંયોગવશાત્ કદાચ ક્રોધી બની જશે તો પણ ક્રોધને સારો તો નહિ જ માને, બલકે આવેલા ક્રોધને અંગે અમુક સમય બાદ તેને પશ્ચાતાપનો પ્રસંગ ઉપસ્થિત થશે, 'આસ્તિક્ય'સંપન્ન આત્મા કર્મની પરાધીનતામા મોક્ષની અભિલાષાને ગૌણ રાખી પુદ્ગલાનંદી બનવા સંસારની લાલસાવાળો ઉપલક દૃષ્ટિએ એક વખત દેખાતો હશે તો પણ તે આત્માની આંતરજાગૃતિ મોક્ષાભિલાષાની જ હોવાથી સહજ નિમિત્ત મળતાની સાથે બાહ્ય દૃષ્ટિએ નજરમા આવતી સંસારલાલસાને તુર્ત જ તે તિલાંજલિ આપી દેવા તૈયાર થઇ જશે ચરિતાનુયોગમા આવતા મહાન્ આત્માઓના પ્રસંગો જો લક્ષ્યમાં લેવાય અને બરાબર બારીકાઇથી વિચારાય તો આ બાબત જરૂર ખ્યાલમા આવે તેવી છે.

### નંદિષેણ અને આષાઢાભૂતિ.

'વેશ્યાને ઘેર વસનાર નંદિષેણજી હંમેશા દશ દશ આત્માઓને પ્રતિબોધ આપે અને મુક્તિમાર્ગે સંચરતા કરે તે ઉપરાંત પ્રતિબોધ નહિં પામનાર સોનીના પ્રસંગમાં કહેવાયેલા વેશ્યાના મશ્કરીના વચનોનું નિમિત્ત મળવાની સાથે ઓઘો—મુહપત્તિ લઇને પુનઃ પ્રભુ પાસે આવી જાય એ 'આસ્તિક્ય' લક્ષણની જાગૃતિમય અંતર્જ્યોતિ વિના બનવુ અસંભવિત છે. નાટકણીના મોહમા મુગ્ધ બનેલા **આષાઢાભૂતિ** ઓઘો—મુહપત્તિ ગુરુદેવને અર્પણ કરવા આવે અને ગુરુમહારાજને એ ધર્મધ્વજ અર્પણ કર્યા બાદ રખેને ગુરુને પૂઠ ન પડે એ આશયથી પાછા પગલે ઉપાશ્રયના દ્વારમાથી બહાર નીકળે, બહાર નીકળતા નીકળતા પણ "પરમ ઉપકારી ચિંતામણિ રત્નથી પણ અધિક કિંમતનું ચારિત્ર અર્પણ કરનાર, ભવોદધિમાથી પાર ઉતારનાર આ ગુરુદેવના ચરણકમલની સેવા પુનઃ મને કયારે પ્રાપ્ત થશે" એવી સુંદર ભાવના ભાવે અને નાટકણીને ત્યા ગયા બાદ નાટકણીએ કરેલા મદિરાપાનના નિમિત્તને પ્રાપ્ત કરવાની સાથે જ એકદમ વૈરાગ્યમય બની ફેર ગુરુદેવ પાસે આવવા માટે ચાલી નીકળે એ અંતરમા જાગતા સમ્યગ્દર્શન સહચારિ આસ્તિક્ય વિના ઘટવુ અસંભવિત છે. કદાચિત્ ચારિત્રમોહના ઉદયથી આત્મા આચારપતિત બની જાય પરંતુ દર્શનમોહના ઉપશમાદિને અંગે પરિણામ સુંદર વર્તતા હોય અર્થાત્ પરિણામપતિત ન થવાયું હોય ત્યા સુધી તે આત્માની ઉન્નતિ કષ્ટસાધ્ય નથી **આસ્તિક્યના પ્રભાવે સહેજના નિમિત્તને પામી આચારપતિત થયેલો આત્મા પુન. આચારસંપન્ન બની જાય છે.** આચારપતિતપણાની સાથે પરિણામપતિતપણાનો જો યોગ થયો તો તે આત્માનો પુનઃ આત્મવિકાસ થવો મુશ્કેલ બને છે. આચારપતિતપણુ થવા છતા પરિણામપતિત ન થવા દેનાર જો કોઇ પણ હોય તો સમ્યગ્દર્શન સહચારી આસ્તિક્ય લક્ષણ જ છે.

જાગે છે અને પાપકાર્યમાં તે આત્માને રુચિ થતી જ નથી. કદાચ કરવું પડે તો પણ નિરૂપાયે બીતાબીતા કરવું પડે છે. ભગવાન્ હરિભદ્રસૂરિમહારાજાએ શ્રી ષોડશક ગ્રન્થમાં જણાવ્યું છે કે–

यद्यपि कर्म्मनियोगात्
करोति तत्तदपि भावशून्यमलम् ।
अत एव धर्मयोगात्
क्षिप्रं तत् सिद्धिमाप्नोति ॥ १ ॥

ભાવાર્થઃ–જો કે કર્મના યોગે સમકિતવંત આત્મા તે તે પાપપ્રવૃત્તિઓ કરે છે તો પણ તે આત્મા તે તે પાપકર્મો ભાવ વિના કરતો હોવાથી કાલાંતરે ધર્મસંયોગના સાધનોદ્વારા પૂર્વના સર્વ પાપોનો અલ્પકાળમાં નાશ કરી સિદ્ધિ–મોક્ષસુખને પ્રાપ્ત કરે છે.

### સમ્યગ્દર્શનનો સંક્ષિપ્ત મહિમા.

ભગવાન્ હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજાએ સમ્યગ્દર્શનનો ચાર–પાંચ શ્લોકોમાં જે મહિમા વર્ણવ્યો છે તેનો ઉલ્લેખ કરી આ સમ્યગ્દર્શન ગુણના વર્ણનને સમાપ્ત કરવું ઉચિત ધાર્યું છે.

"मूलं बोधिद्रुमस्यैतत्, द्वारं पुण्यपुरस्य च ।
पीठं निर्वाणहर्म्यस्य, निधानं सर्वसम्पदाम् ॥ १ ॥"

"આ સમ્યગ્દર્શન રત્નત્રયી સ્વરૂપબોધિવૃક્ષનું મૂળ છે, પુન્યાનુબંધીપુન્યપુરીનું પ્રવેશદ્વાર છે, મોક્ષપ્રાસાદની પીઠિકા છે અને બાહ્ય–આભ્યંતર સર્વ સંપત્તિનું નિધાન છે."

"गुणानामेक आधारो, रत्नानामिव सागरः ।
पात्रं चारित्रवित्तस्य, सम्यक्त्वं श्लाघ्यते न कैः ॥ २ ॥"

"રત્નોનો આધાર જેમ સમુદ્ર છે તેમ સર્વ ગુણોનો આધાર–આ સમ્યગ્દર્શન છે, ચારિત્રરૂપી આત્મધનના રક્ષણ માટેનું સર્વોત્તમ પાત્ર છે, આવા સમ્યગ્દર્શનની કોણ પ્રશંસા ન કરે?"

"अवतिष्ठेत नाऽज्ञानं, जन्तौ सम्यक्त्ववासिते ।
प्रचारस्तमसः कीदृग्, भुवने भानुभासिते ॥ ३ ॥"

"સમ્યગ્દર્શનથી વાસિત આત્મામાં અજ્ઞાન (તો) રહેતું જ નથી, સૂર્યથી પ્રકાશિત પૃથ્વીતલ ઉપર અંધકારનો પ્રચાર કેવો? અર્થાત્ ન જ હોય."

"तिर्यङ्नरकयोर्द्वारे, दृढा सम्यक्त्वमर्गला ।
देव-मानव-निर्वाण-सुखद्वारैककुंचिका ॥ ४ ॥"

"સમ્યગ્દર્શન એ તિર્યંચગતિ તથા નરકગતિના દ્વારની ભોગળ છે, તેમજ દેવસુખ–માનવસુખ અને સર્વોત્તમ મોક્ષસુખના દ્વારની મુખ્ય કુંચી–ચાવી છે."

"भवेद्वैमानिकोऽवश्यं, जन्तुः सम्यक्त्ववासितः ।
यदि नोद्वान्तसम्यक्त्वो बद्धायुर्वापि नो पुरा ॥५॥"

"નરકાદિ ગતિનું આયુષ્ય સમ્યક્ત્વ પ્રાપ્ત કરવા અગાઉ ન બાંધ્યું હોય, તેમજ સમ્યક્ત્વને પ્રાપ્ત કરીને સમ્યક્ત્વને ન વમી નાંખ્યું હોય એવો સમ્યગ્દૃષ્ટિ આત્મા (તે ભવમાં કદાચ અન્ય સામગ્રીના અભાવે મુક્તિ ન પામે તો પણ) અવશ્ય વૈમાનિક દેવલોકમાં જ ઉત્પન્ન થાય."

अन्तर्मुहूर्त्तमपि यः समुपास्य जन्तुः
सम्यक्त्वरत्नममलं विजहाति सद्यः ।

बम्भ्रम्यते भवपथे सुचिरं न सोऽपि,
तद्बिभ्रतश्चिरतरं किमुदीरयामः ॥ ६ ॥

" જે આત્મા અન્તર્મુહૂર્ત્ત જેટલો અલ્પ સમય પણ સમ્યગ્દર્શન ગુણની સેવના કરી અનન્તાનુબંધી કષાયાદિ નિમિત્તને પામી પુનઃ તેનો ત્યાગ કરે છે તે આત્મા પણ ચિરકાલ સુધી (અપાર્ધપુદ્ગલપરાવર્ત્તનથી વધુ સમય) સંસારમા પરિભ્રમણ કરતો નથી, તો પછી તે જ સમ્યગ્દર્શન ગુણને દીર્ઘકાળ સુધી ધારણ કરનાર ભાગ્યવાન્ ભવ્યાત્મા માટે તો અમો શું કહીએ ? અર્થાત્ તે આત્મા તો શીઘ્ર ભવપરંપરાનો અંત કરીને મુક્તિસુખને પ્રાપ્ત કરે છે.

**સમ્યક્શ્રુત-મિથ્યાશ્રુત.**

આવુ ઉત્તમોત્તમ સમ્યગ્દર્શન જે આત્મામા હોય તેનું શ્રુત તે **સમ્યક્શ્રુત** કહેવાય છે, અને જે આત્મામા હજુ સમ્યગ્દર્શન ગુણ પ્રગટ થયેલ નથી, તે આત્મા મિથ્યાદૃષ્ટિ હોવાથી તેનુ શ્રુત પણ **મિથ્યાશ્રુત** કહેવાય છે.

હવે પછી સાદિ-સપર્યવસિત, અનાદિ-અપર્યવસિત વિગેરે શ્રુતના ભેદોનો વિચાર શાસ્ત્રાનુસારીપણે કરવામા આવશે (ચાલુ)



## પ્રભુ સ્તુતિ.

[ રાગ-મેરે જીવનકે પથપર છાય હે. ]

તેરે દર્શનસે મનઘર આયે હે, હે નાથ ! જીવન કે સારથી.
પ્રભુ ચરણ-શરણ ભજ ભાઇ હે નાથ ! જીવન કે સારથી.
જુઠે જુઠે સંગ દુનીકે તુમ છોડો ભઈ મન જોડો ભાઇ,
ગુણગાન પ્રભુકે ગાઇ હે નાથ ! ૧

આજ બની હે અંગીયા અમૂલી, પ્રભુ પાર્શ્વેશ્વર તેરે ગાન તાન,
ઝગમગ જ્યોતિ તુજ અંગ આજ, યશ ગાન દેવળ ખીલજાઈ
હે નાથ ! ૨

સુયશ—

# શ્રી મુનિસુંદરસૂરિ.

લેખકઃ મોહનલાલ દલીચંદ દેશાઈ
B. A. LL. B. Advocate.

( ગતાંક પૃષ્ઠ ૧૪૫ થી શરૂ )

શ્રી દેવસુંદરસૂરિ સં. ૧૪૬૮માં સ્વર્ગસ્થ થયા, ને તેમના સૂરિશિષ્યો–જ્ઞાનસાગરસૂરિ સ્વ. સં. ૧૪૬૦, કુલમંડનસૂરિ સ્વ. ૧૪૫૫ ચૈત્ર, ગુણરત્નસૂરિ સં. ૧૪૬૬ની દેવસુંદરસૂરિના નિર્દેશથી વ્યાકરણ પરની ક્રિયારત્નસમુચ્ચયની કૃતિ પછી તેમનો પ્રતિષ્ઠાલેખ સં. ૧૪૬૯ નો મળે છે (બુ. ૧ નં. ૧૨૦૧) અને 'સંસ્તારક' પયન્નાની અવચૂરિ સં. ૧૪૮૪ માં રચેલી પીટર્સન ૩, પૃ. ૪૦૬ માં જણાવાઇ છે પણ તેમાં સંવતદોષ લાગે છે કારણ કે સં. ૧૪૮૨ પહેલાં જિનવર્ધનના કથન મુજબ સ્વર્ગસ્થ થયા છે, તેથી સં. ૧૪૬૯ પછી અને સાધુરત્નસૂરિ સં. ૧૪૫૬માં યતિજિતકલ્પવૃત્તિની રચના કર્યા પછી સં. ૧૪૫૮માં પાટણમાં આચાર્યપદ મેળવ્યા પછી થોડા વર્ષમાં સ્વર્ગસ્થ થયા. આ ચારેના સ્વર્ગવાસ પછી સોમસુંદરસૂરિ અનન્ય તપાગચ્છનાયક બન્યા. ( જિનવર્ધનકૃત સં. ૧૪૮૨ની પટ્ટાવલી ) એટલે સં. ૧૪૬૯ પછી અને સં. ૧૪૭૨ સુધીમાં અવશ્ય તેઓ ગણાધીશ થયા. તેમનો પહેલો પ્રતિષ્ઠાલેખ સં. ૧૪૭૧ નો મળે છે (બુ. ૨ નં. ૫૦૦). (બુ. ૧,નં. ૧૩૮૦માં સં. ૧૪૪૯ નો સંવત લેવામાં ભૂલ થઈ લાગે છે, તે સંવત ૧૪૮૯ હોવો સંભવિત છે.) સં. ૧૪૭૧ના તથા સંવત ૧૪૭૨ના લેખમાં 'તપાગચ્છ નાયક શ્રી દેવસુંદરસૂરિ શિષ્ય શ્રી સોમસુંદરસૂરિભિઃ' એમ અને સં. ૧૪૭૪ થી લેખોમાં 'તપગચ્છેશ' યા 'ભટ્ટારક' એમ તેમના માટે જણાવેલ છે.

**૭. પદવીદાતા ગુરુ-સોમસુંદરસૂરિ.** ગ્રંથકારને સૂરિપદ આપનાર સોમસુંદરસૂરિ હતા, અને તેમના સં. ૧૪૯૯ માં થયેલા સ્વર્ગવાસ પછી આ મુનિસુંદરસૂરિ અને જયચંદ્રસૂરિ બંને પટ્ટધર થયા હતા. સં. ૧૫૨૪ માં રચાયેલા સોમસુંદરસૂરિના શિષ્ય પ્રતિષ્ઠાસોમના સોમસૌભાગ્ય કાવ્યમાં જણાવ્યું છે કે વૃદ્ધનગર(વડનગર–ગુજરાત)માં સમેલા નામનું તળાવ અને જીવંતસ્વામી તથા વીરના બે વિહારો નગરની શોભારૂપ હતાં, ત્યાં દેવરાજ, હેમરાજ અને ઘડસિંહ–ઘટસિંહ એ ત્રણે ભાઇઓ શ્રીમંત શ્રાવકો હતા. દેવરાજે ભાઈઓની સંમતિથી કરેલા ઉત્સવપૂર્વક સોમસુંદર સૂરિએ મુનિસુંદર વાચકને સૂરિપદ આપ્યું. (સં. ૧૪૭૬, ધર્મસાગર પટ્ટાવલીમાં સં. ૧૪૭૮); પછી દેવરાજે સંઘપતિ થઇને મુનિસુંદરસૂરિ સાથે શત્રુંજય અને ગિરિનારની યાત્રા કરી. (સર્ગ ૬, શ્લો. ૩૧થી ૫૯ ) (આ યાત્રા વખતે રચેલાં શત્રુંજય અને ગિરિનારના નાયકના સ્તવનોની રચ્યા સાલ મુનિસુંદરસૂરિ સં. ૧૪૭૬ આપે છે. જુઓ જૈન સ્તોત્ર રત્નકોશ સંબંધી હવે પછી જણાવેલ વિગત.) શ્રી સોમસુંદરસૂરિપટ્ટે શ્રીમાન્ મુનિસુંદરસૂરિ વિરાજ્યા, કે જે સૂરિને સૂરિમંત્રના સ્મરણથી પ્રાપ્ત થયેલ શક્તિ જગતને વિસ્મયકારી થઈ હતી. ( સોમસૌભાગ્ય કાવ્ય સર્ગ ૧૦, શ્લો. ૧ થી ૪). ગ્રંથકારે ગુર્વાવલીમાં સોમસુંદરસૂરિનું વર્ણન શ્લોક ૩૪૫,

૩૪૮ થી ૩૬૩, ૩૯૧ થી ૪૦૬ મા કર્યું છે. તે સૂરિએ પાચને સૂરિપદવી આપી હતી:-(૧) મુનિસુંદરસૂરિ (૨) જયચંદ્રસૂરિ (૩) ભુવનસુંદરસૂરિ (૪) જિનસુંદરસૂરિ અને (૫) જિનકીર્તિસૂરિ [વીરવંશાવલીમા ઉક્ત સ. દેવરાજ સબધી તથા તેણે મુનિસુંદરસૂરિનો પદોત્સવ કર્યો તે વખતે જ બીજા ત્રણને સૂરિપદ આપેલ હતુ એમ જણાવેલુ છે કેઃ— "તિહાં (શ્રી વૃદ્ધનગરઇ) પ્રાગ્વાટ વૃ. સ. દેવરાજે શ્રી અભિનંદન સ્વામીનઉ બિંબ સપ્ત ધાતુમયી નિપજાવ્યો. તે શ્રી સૂરિઇ (સોમસુંદરસૂરિએ) પ્રતિષ્ઠયો. તિણહિજ અવસરિ સ. દેવરાજિનઇ હર્ષિં, સ્વ ચ્યાર શિષ્યનઇ સૂરિપદ દીધા, તેહના નામ-પ્રથમ મોહનનંદન નામ શ્રી મુનિસુંદરસૂરિ નામ દીધો ૧. બીજા શિષ્ય જયઉદય નામ શ્રી જિનકીર્તિસૂરિ દીધો ૨ ત્રીજા શીષ્ય શ્રી ભુવનધર્મ નામ શ્રી ભુવનસુંદરસૂરિ દીધો ૩. ચોથા જયવંતહર્ષ તેહનો નામ શ્રી જિણસુંદરસૂરિ દીધો ૪. વિ. સ. ૧૪૭૮ વર્ષ છત્રીસ હજાર ટકા વ્યયઇ સૂરી પદોત્સવ કીધા." આ પરથી મુનિસુંદરસૂરિનું નામ મુનિ અને ઉપાધ્યાય તરીકે હતા ત્યારે **મોહનનંદન** હશે એમ જણાય છે સૂરિપદ આપતા ઘણી વખત મૂળ નામ બદલાય છે—એ રીતે અહીં ચારેના નામ બદલાયા.]

આમ દીક્ષા, વિદ્યા ને પદવી આપી થયેલા ગ્રંથકારના ત્રણ ગુરુઓનુ સ્મરણ પોતે પોતાના ઉપદેશરત્નાકરના આરંભના ૯ થી ૧૧ શ્લોકમા કરે છે.

विश्वोत्तमैर्महिमलब्धिगुणैरशेषे
भास्वन्तु येषु किरणैरिव भासवत्सु!
खद्योतवन्ति निखिला अपि सूरयोऽन्ये,
श्रीदेवसुन्दरगणप्रभवो मुदे ते ॥ ९ ॥
यैर्मादृशेऽपि कठिनोपलसंनिभेऽस्मिन्,
गोभिर्व्यधायि वरबोधरसोद्भव स्वैः।
नव्यानिमानमृतदानपरान् सुधाङ्कान्,
श्रीज्ञानसागरगुरून् प्रणतोऽस्मि भक्त्या ॥१०॥
मूर्त्तिं सुधारसमयीमिव वीक्षमाणा,
येषा सुधाप्लवसुखं ददता दृशां द्राक्।
अक्ष्णामवाप्य मतिकृत्यमुदासते ते,
श्रीसोमसुन्दरगणप्रभवो जयन्तु ॥ ११ ॥

—મહિમા અને લબ્ધિરૂપ સર્વ વિશ્વોત્તમ ગુણોરૂપી કિરણોએ કરીને જે સૂર્યની પેઠે પ્રકાશિત હોતે છતે, બીજા બધા આચાર્યો સૂક્ષ્મ તારા સમાન લાગે છે એવા તે શ્રી દેવસુંદર ગણપ્રભુ-ગચ્છનાયક (મારા) હર્ષ માટે થાઓ. (૯) આ મારા જેવા કઠણ પત્થર જેવામા પણ જેમણે પોતાના વચનોરૂપી કિરણોથી ઉત્તમ જ્ઞાનરૂપી રસની ઉત્પત્તિ કરી છે, તથા અમૃતનુ દાન દેવામા તત્પર એવા આ નવા ચંદ્ર સરીખા શ્રી જ્ઞાનસાગર ગુરુને હુ ભક્તિપૂર્વક નમેલો છું. (૧૦) આંખોને અમૃતના છટકાવનુ સુખ આપનારા એવા જે છે અને જેની અમૃતરસમય મૂર્ત્તિને જોનારા વિદ્વાનો પોતાની આંખોનુ કૃતકૃત્યપણુ પામે છે એવા ગચ્છનાયક શ્રી સોમસુંદરસૂરિ જયવતા વર્તો. (૧૧)

અને તે ગ્રંથ અને બીજા પોતાના ગ્રંથની અંતે પણ પોતાને ઉક્ત ત્રણે સૂરિઓના શિષ્ય તરીકે તે જણાવે છે.

ગુજરાતના સુલતાન અહમદશાહના માન્ય ગુણરાજ સાધુના ભાઈ આમ્ર-આંબાએ શ્રી, સંપત્તિ આદિ તજી વૈરાગ્યવાન્ થઇ દેવસુંદરસૂરિ પાસે દીક્ષા લીધી હતી તેને મુનિસુંદર-

લેખક-મુનિશ્રી પુણ્યવિજયજી (સંવિજ્ઞપાક્ષિક)

# ચારિત્રાચારના સંક્ષેપમાં આઠ પ્રકાર.

( અષ્ટપ્રવચનમાતા. )

**૧. ઈર્યાસમિતિ**-પ્રકાશમાન એવા રસ્તા ઉપર યુગપ્રમાણ ભૂમિ જોઈને કાચી માટી, વનસ્પતિ, જળ, બીજ, સ્થાવર, કુંથુંવા, કીડી વિગેરે ત્રસ જંતુની રક્ષા માટે પગલે પગલે સારી રીતે જોઈને ચાલવું, સમ્યક્પ્રકારે જિન-પ્રવચનને અનુસારે આત્માની પ્રવૃત્તિરૂપ ચેષ્ટા કરવી તે પહેલી 'ઈર્યાસમિતિ.'

ગતિ કરવી તે પણ આલંબન, કાળ, માર્ગ અને યતના એ ચાર કારણે કરીને નિયમિત રીતે કરવી.

(૧) આલંબન-તે જ્ઞાનાદિક જાણવું. જ્ઞાન એટલે સૂત્ર અને તેનો અર્થ એ બન્ને રૂપ આગમ દર્શન અને ચારિત્ર તે પ્રત્યેક જ્ઞાનાદિકનો આશ્રય કરીને અથવા બે બેના સંયોગે કરીને ગમન કરવાની અનુજ્ઞા આપી છે, પરંતુ જ્ઞાનાદિકના આલંબન વિના જવું--આવવું થઇ શકે નહિ. ( બે બેના સંયોગે એટલે જ્ઞાન ને દર્શન અથવા જ્ઞાન ને ચારિત્ર અથવા દર્શન ને ચારિત્ર. આ આલંબન વિના ગતિ-વિહાર જવું-આવવાનો નિષેધ છે. )

(૨) કાળ-ગમનના વિષયને માટે દિવસે જ શ્રી જિનેશ્વરે કહેલો છે પણ રાત્રે નહિ.

(૩) માર્ગ-ઉન્માર્ગનો ત્યાગ કરીને લોકો પુષ્કળ ચાલતા હોય તેવો માર્ગ.

(૪) યતના-દ્રવ્ય, ક્ષેત્ર, કાળ ને ભાવ એ ચાર ભેદે છે. તે નીચે પ્રમાણેઃ--

૧. દ્રવ્યથી યતના એટલે યુગપ્રમાણ પૃથ્વીને આશ્રીને રહેલા જીવાદિક દ્રવ્યને નેત્ર-વડે જોવાં.

૨. ક્ષેત્રથી યતના એટલે યુગપ્રમાણ પૃથ્વીને જોઈને ચાલવું તે.

૩. કાળથી યતના એટલે જેટલો કાળ ગતિ કરવી તેટલો કાળ ઉપયોગ રાખવો.

૪. ભાવથી યતના એટલે ઉપયોગપૂર્વક ચાલવું તે અર્થાત્ શબ્દાદિક ઇંદ્રિયોના વિષયને તથા પાંચ પ્રકારના સ્વાધ્યાય(વાચના પૃચ્છનાદિ)-ને તજી દઈને ચાલવું તે. કેમકે તેનો ત્યાગ નહિ કરવાથી ગતિના ઉપયોગનો ઘાત થાય છે. ગતિ વખતે બીજો કોઇ પણ વ્યાપાર યોગ્ય નથી.

ગતિ વખતે જ ઈર્યાસમિતિ રાખવી એમ નહિ પણ બેઠા બેઠા હાલતાચાલતા ચેષ્ટા થાય છે ત્યાં પણ ઈર્યાસમિતિની જરૂર છે.

**૨. ભાષાસમિતિ**-સર્વ જીવોને હિત-કારી અને દોષ રહિત તેમજ મિત ( માનવાળું અલ્પ) વચન હોય તે ધર્મને માટે બોલવું. ક્રોધ, માન, માયા, લોભ, હાસ્ય, ભય, મુખરતા અને વિકથા એ આઠ સ્થાન વર્જીને ભાષા બોલવાનું સાધુને માટે કહેલું છે.

**૩. એષણાસમિતિ**-આધાકર્મી આદિ બેંતાલીશ દોષ ગોચરીના તથા પાંચ દોષ આ-હાર વાપરવા સંબંધીના એમ સુડતાલીશ દોષ રહિત આહારપાણી ધર્મયાત્રા માટે વાપરવા તે.

**૪. આદાનનિક્ષેપસમિતિ**—ધર્મના ઉપગરણો જોઈને પ્રમાર્જીને મૂકવા તે. રજો-હરણ, મુખવસ્ત્રિકા, સંથારો, દાંડો અને બીજું કોઇ પ્રયોજન માટે લેવું પડે તે પડિ-લેહીને હસ્તાદિકમાં ગ્રહણ કરવા. પડિલેહણ કરતાં કરતાં પરસ્પર વાતો કરે અથવા દેશકથા

લેખક–મુનિશ્રી પુણ્યવિજયજી (સંવિજ્ઞપાક્ષિક)

# ચારિત્રાચારના સંક્ષેપમાં આઠ પ્રકાર.

( અષ્ટપ્રવચનમાતા. )

**૧. ઇર્યાસમિતિ**–પ્રકાશમાન એવા રસ્તા ઉપર યુગપ્રમાણ ભૂમિ જોઇને કાચી માટી, વનસ્પતિ, જળ, બીજ, સ્થાવર, કુંથુંવા, કીડી વિગેરે ત્રસ જંતુની રક્ષા માટે પગલે પગલે સારી રીતે જોઇને ચાલવું, સમ્યક્પ્રકારે જિન-પ્રવચનને અનુસારે આત્માની પ્રવૃત્તિરૂપ ચેષ્ટા કરવી તે પહેલી 'ઇર્યાસમિતિ.'

ગતિ કરવી તે પણ આલંબન, કાળ, માર્ગ અને યતના એ ચાર કારણે કરીને નિયમિત રીતે કરવી.

(૧) આલંબન–તે જ્ઞાનાદિક જાણવું. જ્ઞાન એટલે સૂત્ર અને તેનો અર્થ એ બન્ને રૂપ આગમ દર્શન અને ચારિત્ર તે પ્રત્યેક જ્ઞાનાદિકનો આશ્રય કરીને અથવા બે બેના સંયોગે કરીને ગમન કરવાની અનુજ્ઞા આપી છે, પરંતુ જ્ઞાનાદિકના આલંબન વિના જવું--આવવું થઇ શકે નહિ. ( બે બેના સંયોગે એટલે જ્ઞાન ને દર્શન અથવા જ્ઞાન ને ચારિત્ર અથવા દર્શન ને ચારિત્ર. આ આલંબન વિના ગતિ–વિહાર જવું–આવવાનો નિષેધ છે. )

(૨) કાળ–ગમનના વિષયને માટે દિવસે જ શ્રી જિનેશ્વરે કહેલો છે પણ રાત્રે નહિ.

(૩) માર્ગ–ઉન્માર્ગનો ત્યાગ કરીને લોકો પુષ્કળ ચાલતા હોય તેવો માર્ગ.

(૪) યતના–દ્રવ્ય, ક્ષેત્ર, કાળ ને ભાવ એ ચાર ભેદે છે. તે નીચે પ્રમાણેઃ--

૧. દ્રવ્યથી યતના એટલે યુગપ્રમાણ પૃથ્વીને આશ્રીને રહેલા જીવાદિક દ્રવ્યને નેત્ર-વડે જોવાં.

૨. ક્ષેત્રથી યતના એટલે યુગપ્રમાણ પૃથ્વીને જોઇને ચાલવું તે.

૩. કાળથી યતના એટલે જેટલો કાળ ગતિ કરવી તેટલો કાળ ઉપયોગ રાખવો.

૪. ભાવથી યતના એટલે ઉપયોગપૂર્વક ચાલવું તે અર્થાત્ શબ્દાદિક ઇંદ્રિયોના વિષયને તથા પાંચ પ્રકારના સ્વાધ્યાય(વાચના પૃચ્છનાદિ)–ને તજી દઇને ચાલવું તે. કેમકે તેનો ત્યાગ નહિ કરવાથી ગતિના ઉપયોગનો ઘાત થાય છે. ગતિ વખતે બીજો કોઇ પણ વ્યાપાર યોગ્ય નથી.

ગતિ વખતે જ ઇર્યાસમિતિ રાખવી એમ નહિ પણ બેઠા બેઠા હાલતાચાલતા ચેષ્ટા થાય છે ત્યાં પણ ઇર્યાસમિતિની જરૂર છે.

**૨. ભાષાસમિતિ**–સર્વ જીવોને હિત-કારી અને દોષ રહિત તેમજ મિત ( માનવાળું અલ્પ) વચન હોય તે ધર્મને માટે બોલવું. ક્રોધ, માન, માયા, લોભ, હાસ્ય, ભય, મુખરતા અને વિકથા એ આઠ સ્થાન વર્જીને ભાષા બોલવાનું સાધુને માટે કહેલું છે.

**૩. એષણાસમિતિ**–આધાકર્મી આદિ બેંતાલીશ દોષ ગોચરીના તથા પાંચ દોષ આ-હાર વાપરવા સંબંધીના એમ સુડતાલીશ દોષ રહિત આહારપાણી ધર્મયાત્રા માટે વાપરવા તે.

**૪. આદાનનિક્ષેપસમિતિ**—ધર્મના ઉપગરણો જોઇને પ્રમાર્જીને મૂકવા તે. રજો-હરણ, મુખવસ્ત્રિકા, સંથારો, દાંડો અને બીજું કોઇ પ્રયોજન માટે લેવું પડે તે પડિ-લેહીને હસ્તાદિકમાં ગ્રહણ કરવા. પડિલેહણ કરતાં કરતાં પરસ્પર વાતો કરે અથવા દેશકથા

કરે, પચ્ચખાણ આપે, કોઈને વંચાવે, અથવા પોતે વાચના ગ્રહણ કરે તો તેમ કરતાં પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, વાઉકાય, વનસ્પતિકાય તથા ત્રસકાય એ છએની પડિલેહણમાં પ્રમાદી સાધુ વિરાધના કરે છે. (ઉપલક્ષણથી પૌષધ કરનાર શ્રાવક)

**૫. પારિષ્ઠાપનિકાસમિતિ**—જીવ વગરના, પોલાણ વિનાના પ્રદેશમા જોઈને પૂજીને મળમૂત્રાદિકનો ત્યાગ કરવો, રેલો ન ચાલે તેમ પૃથક્ પૃથક્ પરઠવવુ તે

**દૃષ્ટાંત**—કોઇ ગચ્છમા ધર્મરુચિ નામના સાધુ હતા. તે એક વખત પરોપકારના કાર્યમા વ્યગ્ર રહેવાથી સ્થડિલની પ્રતિલેખના કરવી ચૂકી ગયા. રાત્રે પેસાબ કરવાની શકા થવાથી બાધા થવા લાગી. તે વ્યથાથી,-પીડાથી પ્રાણ જવાની તૈયારી હતી તેવામાં કોઇ દેવતાએ પ્રકાશ દેખાડયો તથા તેમણે શુધ્ધ સ્થડિલ (જીવાકુલ-વિનાની શુધ્ધ ભૂમિ) જોઇ લીધુ અને લઘુશકા ટાળી. ત્યારપછી અધકાર થયો તેનુ મિથ્યા દુષ્કૃત આપ્યુ. એ પ્રમાણે ધર્મરુચિ સાધુની જેમ પાચમી સમિતિનુ પાલન દ્રવ્યક્ષેત્રકાળાનુસારે કરવું જોઇએ

**૬. મનોગુપ્તિ**—કલ્પનાના સમૂહરહિત સત્ય વસ્તુનુ ચિતવન કરીને જે મનની સ્થિરતા કરવી તે મનોગુપ્તિ કહેવાય છે તેના ત્રણ ભેદ છે. ૧ આર્ત્તરૌદ્રધ્યાનના અનુબધવાળી, ૨ ધર્મધ્યાનના અનુબંધવાળી અને ૩ શુભ-અશુભ મનની સમગ્ર વૃત્તિઓનો નિરોધ કરીને આત્મરમણતા કરવારૂપ. પહેલો ભેદ સર્વથા ત્યાજ્ય છે અને બે ભેદ ઉપાદેય છે

**૭. વચનગુપ્તિ**—સંજ્ઞાદિકનો ત્યાગ કરીને સાધુ જે મૌન ધારણ કરે અથવા વાણીની વૃત્તિનો નિરોધ કરે તે વચનગુપ્તિ કહેવાય છે તેના બે પ્રકાર છે.

(૧) ચેષ્ટા વિગેરે કરીને પોતાના કાર્યનુ સૂચન કરવુ અને મૌનનો અભિગ્રહ કરવો તે નિષ્ફળ જ છે.

(૨) વાચના, પૃચ્છના અને બીજાના પ્રશ્નના જવાબમા લૌકિક આગમના વિરોધ રહિત મુહપત્તિથી મુખનુ આચ્છાદન કરીને બોલતાં છતા વાગ્વૃત્તિને જે નિયમમાં રાખવી તે

જે સમિતિવાન્ (ભાષાસમિતિવાન્) હોય તે અવશ્ય ગુપ્તિવાળો હોય છે અને જે ગુપ્તિવાળો હોય તેને સમિતિની ભજના હોય છે તેથી જે યથાર્થ વચન બોલનાર હોય તેને સમિતિ અને ગુપ્તિ બન્ને હોય છે

**૮. કાયગુપ્તિ**—આગમને અનુસારે કાયગુપ્તિ બે પ્રકારની છે. પહેલી સર્વથા ચેષ્ટાની નિવૃત્તિ લક્ષણવાળી અને બીજી ચેષ્ટાના નિયમ લક્ષણવાળી.

પહેલી કાયગુપ્તિ-દેવ, મનુષ્ય, તિર્યંચે પોતાના કરેલા આસ્ફાલન, પતન વિગેરે ચાર પ્રકારના ઉપસર્ગનો તથા ક્ષુધા, તૃષા વિગેરે પરિષહોનો સંભવ છતા દેહને નિશ્ચળ રાખવો તે.

બીજી કાયગુપ્તિ-શયન, આસન, નિક્ષેપ (મૂકવુ), આદાન (લેવુ) વિગેરેમા સ્વચ્છદપણાનો પરિહાર કરીને શાસ્ત્રોક્ત ક્રિયાપૂર્વક કાયચેષ્ટાને નિયમમા રાખવી તે તેમાં શયન તે રાત્રિને વિષે જ કરવુ પણ દિવસે નહિ, રાત્રિએ પણ પ્રથમ પ્રહર વ્યતીત થયા પછી ગુરુની આજ્ઞા લઇને, ભૂમિને પુજીને, સથારાના બે પડ ભેગા કરીને (સંથારો ને ઉત્તરપટ્ટો એમ બે, ત્રીજું નહિ), મસ્તક, શરીર, પગ વિગેરે મુખવસ્ત્રિકા તથા રજોહરણવડે પુજીને પછી આજ્ઞા આપેલા સથારા પર બેસી પોરસી ભણવી. જે સ્થાને બેસવાની ઇચ્છા હોય તે સ્થાન ચક્ષુથી પુંજીને બેસવાનું આસન પાથરીને બેસવુ અશુધ્ધ સ્થંડિલ હોય તો કાયગુપ્તિ વિશેષે કરવી. તે ઉપર દૃષ્ટાત-કોઇ એક સાધુએ સાર્થ સાથે વિહાર કર્યો એક દિવસ અરણ્યમાં મુકામ થયો. તે અરણ્યમાં ભૂમિ બહુ જીવવ્યાકુલ

હોવાથી શુધ્ધ સ્થંડિલ મળ્યું નહિ, તેથી તે સાધુ રાત્રિએ એક પગ પૃથ્વી પર રાખી ઊભા રહ્યા. તે જોઇને ઇંદ્રે સભામાં તે સાધુની પ્રશંસા કરી. તે સાંભળીને મિથ્યાદષ્ટિ દેવતાએ સિંહરૂપે આવી ચપેટાથી પ્રહાર કર્યો. તે ચપેટાથી પડી જતાં સાધુએ વારંવાર પ્રાણીની વિરાધનાનો સંભવ જાણીને મિથ્યાદુષ્કૃત આપ્યું. દેવતા પ્રગટ થયો, સાધુની પ્રશંસા કરી ખમાવ્યા. આવી રીતે સાધુએ કાયગુપ્તિ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, અને ભાવ શક્તિ અનુસારે ધારણ કરવી જોઇએ.

ઉપર કહેલી યુક્તિથી ત્રણે ગુપ્તિનું મુનિએ પાલન કરવું જોઇએ. તે વિષે દષ્ટાંત--

કોઇ એક નગરમાં એક સાધુ શ્રાવકને ઘેર ભિક્ષા લેવા ગયા. તેને તે શ્રાવકે નમન કરીને પૂછ્યું કે પૂજ્ય ! તમે ત્રણ ગુપ્તિએ ગુપ્ત છો ? તેના જવાબમાં મુનિએ કહ્યું કે-હું ત્રણ ગુપ્તિએ ગુપ્ત નથી. શ્રાવકે કારણ પૂછ્યું. એટલે મુનિએ કહ્યું કે-એક દિવસ કોઇને ઘેર ભિક્ષાએ ગયો, ત્યાં તેની સ્ત્રીની વેણી જોઇ તેથી મને મારી સ્ત્રીનું સ્મરણ થયું, માટે મારે મનોગુપ્તિ નથી. એકદા શ્રીદત્ત નામના ગૃહસ્થને ઘેર ભિક્ષા માટે ગયો હતો. તેણે મને યોગ્ય જાણી કેળાં વહોરાવ્યા. ત્યાંથી હું બીજે ઘેર ગયો. તે બીજા ઘરવાળાએ મને આ કેળા કોણે આપ્યાં ? એમ પૂછ્યું એટલે મેં સત્ય વાત જણાવી. તે શ્રાવક પેલા કેળા આપનાર શ્રાવકને દ્વેષી હતો. પરંપરાએ દ્વેષ વધ્યો. શ્રીદત્તને રાજાએ શિક્ષા કરી તેથી મારે વાગ્ગુપ્તિ નથી, કેમકે શ્રેષ્ઠિને દંડ કરાવવામાં હું કારણભૂત થયો. એકદા વિહાર કરતાં અરણ્યમાં ગયો. ત્યાં થાકી જવાથી નિદ્રા પામ્યો. તે ઠેકાણે સાર્થ આવીને રહ્યો. રાત્રિએ સાર્થપતિએ કહ્યું કે-હે માણસો ! પ્રાતઃકાળે અહીંથી વહેલા ચાલવું છે, માટે વેલાસર ભોજન સામગ્રી તૈયાર કરી લ્યો. તે સાંભળી સૌ રસોઇ કરવા લાગ્યા. તે વખતે અંધકાર હોવાથી એક માણસે મારા મસ્તક પાસે પત્થર મુકીને ચુલો કર્યો. પછી અગ્નિ સળગાવ્યો. તે અગ્નિની ગરમી લાગવાથી મેં મારૂં મસ્તક લઇ લીધું તેથી મારે કાયગુપ્તિ પણ નથી માટે હું ભિક્ષાને યોગ્ય મુનિ નથી. આ પ્રમાણે તે મુનિના સત્ય ભાષણથી શ્રેષ્ઠિ બહુ હર્ષ પામ્યો અને મુનિને પ્રતિલાભ્યા. આ પ્રમાણે બીજા સાધુએ પણ જેવી રીતે પોતામાં હોય તેમ સત્ય જણાવવું જોઇએ.

આ આઠે પ્રવચનની માતાઓ કહેવાય છે. તે સમગ્ર દ્વાદશાંગીને ઉત્પન્ન કરનાર છે, કેમકે તે આઠમાં સમસ્ત પ્રવચન અંતર્ભાવ પામે છે. પહેલી સમિતિમાં પહેલા વ્રતનો સમાવેશ થાય છે અને તે વ્રતની વાડ સમાન બાકીના વ્રતો હોવાથી તે પણ તેમાં જ અંતર્ભાવ પામે છે. ભાષાસમિતિ સાવદ્ય વાણીનો પરિહાર કરીને નિરવદ્ય વાણી બોલવારૂપ છે, તેથી તે સમિતિમાં સમગ્ર વચનના પર્યાય આવી ગયા; કેમકે દ્વાદશાંગી કાંઇ વચનપર્યાયથી ભિન્ન નથી. એ પ્રમાણે એષણાસમિતિમાં પણ સ્વબુધ્ધિથી ભાવના કરવી.

પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિથી પવિત્ર એવું જે ચારિત્ર તે જ સમ્યક્ ચારિત્ર છે.

જ્ઞાનદર્શન વિના ચારિત્ર હોય જ નહિ અને અર્થથી જ્ઞાન દર્શન એ ચારિત્રથી ભિન્ન છે જ નહિ, તેથી આ આઠે પ્રકારમાં સર્વ પ્રવચનનો સમાવેશ થાય છે, માટે ચારિત્રધારી મુનિઓએ પ્રમાદનો ત્યાગ કરીને આ આઠે પ્રવચન માતાની ઉપાસના કરવી જોઇએ કેમકે આઠેમાં સર્વ પ્રવચનનું રહસ્ય સમાયેલ છે

[ લેખક પોતે કહે છે કે-હું ત્રિગુપ્તિએ ગુપ્ત નથી, તેમજ સમિતિમાં પણ ઉપયુક્ત ભાવે નથી, પ્રમાદશીલ-શિથિલ હું-પાળી શકવા સમર્થ નથી. ]

# વર્તમાન સમાચાર.

### શેઠ શ્રી ગુલાબચંદ આણંદજી.



આ સભાના માનનીય પ્રમુખ શેઠ શ્રી ગુલાબચંદભાઇની ભાવનગરના નામદાર મહારાજા સાહેબે રાજ્યની ધારાસભાના સભ્ય તરીકે હાલમા નિમણુક કરી છે, જે માટે આ સભા પોતાનો સંપૂર્ણ આનંદ વ્યક્ત કરે છે

આ સભાના તેઓશ્રી ઘણા વર્ષથી પ્રમુખ છે. તેઓશ્રીની પ્રમુખ તરીકેની નિમણુક સભાએ કર્યા પછી સભાની દિવસાનુદિવસ વિશેષ પ્રગતિ થયેલી છે. તેઓશ્રીના પ્રત્યે સર્વ સભ્યો સંપૂર્ણ માન ધરાવે છે, તેમજ તેમના બહોળા સ્નેહીમંડળનો પણ તેટલો જ પ્રેમ હોવાથી આ સભાની જેમ સ્નેહીઓ માટે પણ આનંદજનક પ્રસંગ કહેવાય.

શેઠ શ્રી ગુલાબચંદભાઇ આ સભાના પ્રમુખ હોવા સાથે શ્રી જૈન ભોજનશાળાના પ્રમુખ અને શ્રી ઉજમબાઇ જૈન કન્યાશાળાના પણ ઘણા વર્ષોથી તેઓ ટ્રસ્ટી હોવાથી તે ખાતાઓમા તેમની સેવા જાહેર છે એમનો સ્વભાવ માયાળુ, સરલ અને તેમનામા કાર્યવાહકપણુ હોવાથી આ રાજ્યના અધિકારીવર્ગનો મોટો ભાગ તેમને એક સજ્જન પુરુષ ગણે છે તેથી જ આ રાજ્યે આજથી અઢાર વર્ષ પહેલા તેઓની ઓનરરી માજીસ્ટ્રેટ તરીકે નિમણુક કરેલી જે રાજ્યની સેવા સ્વીકારી છે. હાલ મેજીસ્ટ્રેટની બેંચમા તેઓ પ્રેસીડેન્ટનો હોદ્દો ભોગવે છે ઉપરના અધિકારી સાહેબો તેઓના આ કાર્ય માટે સંતોષ ધરાવે છે જાહેર ખાતાઓમા શ્રી કૃષ્ણકુમારસિંહજી અંધ ઉદ્યોગશાળા, શ્રી ભાવસિંહજી કલબ, શ્રી ભાવનગર રાષ્ટ્રિય શાળા, રેડ ક્રોસ સોસાયટી, આ રાજ્યની જાહેર બાર્ટન લાઇબ્રેરી વિગેરે ખાતાઓની કમિટીમા સભ્ય હોઇ ત્યા પણ બનતી સેવા કરે છે. આટલા તેઓ આપબળે જ આગળ વધ્યા છે

### શેઠ ભોગીલાલ મગનલાલ
### મેનેજર, મહાલક્ષ્મી મિલ્સ, ભાવનગર

શ્રી ભોગીલાલભાઇની પણ નામદાર દરબારશ્રીએ ધારાસભાના સભ્ય તરીકે કરેલી નિમણુક આ સભાના તેઓ માનનીય લાઇફ મેમ્બર હોવાથી પણ આ સભા આનંદ જાહેર કરે છે.

વિનંતિનો સ્વીકાર કરી શ્રી સંઘ સહિત પધાર્યા અને સપ-માંસત્યાગ ઉપર મનનીય ઉપદેશ આપ્યો. એનો જનતા ઉપર ઘણો જ સારો પ્રભાવ પડ્યો હતો.

સરકારે પંજાબભરના વેપારીઓ પર સેલ ટેક્સ નાખેલ હોઇ પંજાબભરના વેપારીઓએ હડતાલ પોષ વદિ સાતમથી પાડેલ હોવાથી સર્વે કોમોના ભાઇઓને રાહત મળે એ આશયથી ગુજરાંવાલા શ્રી સંઘે સસ્તા લોટની દુકાન પોષ વદિ આઠમથી ઉઘાડી-ખુલ્લી મૂકી છે એના લાભ લેવા માટે હિન્દુ-મુસલમાનોની ભારે ભીડ રહે છે. દરરોજ પ્રાય સાતસો રૂ.પયાનો લોટ વેચાય છે. આ કામમાં શ્રી આત્માનંદ જૈન સેવકમંડળ ખૂબ રસ લઈ રહેલ છે શ્રી બુદ્ધિવિજયજી જૈન લાઇબ્રેરીનું મકાન તૈયાર થઇ ગયું છે હવે એની ઉદ્દ્ઘાટન ક્રિયા થવાની છે

આવી રીતે આચાર્યશ્રીજીના સદુપદેશથી શાસનોન્નતિના કાર્યો થતા રહ્યા છે.

અત્રેથી વિહાર કરી આચાર્યશ્રીજી લાહોર થઇ કસૂર પધારશે ત્યાંના નવીન શ્રી જિનમંદિરજીની પ્રતિષ્ઠાનો વિચાર છે

---

### શ્રી મૂળચંદજી મહારાજની જયંતિ ફંડ.

આ સભા તરફથી ગુરુભક્તિ તરીકે પ્રાતઃસ્મરણીય પૂજ્યપાદ શ્રી મૂળચંદજી મહારાજની દરેક વર્ષે ઉજવાતી જયંતી ફંડમાં રૂા. ૧૨૫) અંકે એકસો પચીસ આ સભાના પ્રમુખ શેઠશ્રી ગુલાબચંદભાઈ આણંદજીએ ભર્યા છે. ફંડ ચાલુ છે. ગમે તે ગુરુભક્ત જૈનબંધુ આ ફંડમાં રકમ ભરી શકે છે.

---

### માલેગાંવમાં નિમાએલી ઐક્ય સમિતિની બેઠક.

આજથી દશેક મહિના ઉપર માલેગાંવ મુકામે અમુક ધાર્મિક સમારંભ નિમિત્તે એકત્ર થયેલા શ્વેતાંબર મૂર્તિપૂજક જૈનોએ શ્રી જૈન કોન્ફરન્સે બાળ-દીક્ષા વિરોધી ઠરાવો કરેલા જેથી શ્વેતાંબર મૂર્તિ-પૂજક વિભાગમાં પડી ગયેલા પક્ષોને એકત્ર કરવાના હેતુથી શેઠ કસ્તૂરભાઈ લાલભાઇના પ્રમુખપણા નીચે બંને પક્ષના લગભગ ત્રીશેક સભ્યોની એક ઐક્ય સમિતિ નીમાઇ હતી. એ સમિતિએ થોડા દિવસ પહેલા મળીને નીચે મુજબના સમાધાન માટે બે ઠરાવો કર્યા છે.

**ઠરાવ ૧.** "શ્રી જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક કોન્ફરન્સ સને ૧૯૩૪માં અમદાવાદ મુકામે સાધુ સંમેલને કરેલા દીક્ષા સંબંધી ઠરાવને વધાવી લે છે અને તેણે (કોન્ફરન્સે) અથવા તેની કોઇ પણ પેટા સમિતિએ કરેલા વડોદરા રાજ્યના દીક્ષા સંબંધના અને બીજા દીક્ષા સંબંધના ઠરાવો આથી રદ કરે છે.

આ ઠરાવ શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરન્સે પાસ કરવાનો છે.

**ઠરાવ ૨.** ઐક્ય સમિતિ જૈન સમાજને ભારપૂર્વક ભલામણ કરે છે કે જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક ધર્મના સિદ્ધાંતો અને પ્રચલિત અનુષ્ઠાનો જે પ્રમાણે માન્ય રખાતા આવ્યા છે, તે પ્રમાણે જૈન સંસ્થાઓ તેને માન્ય રાખશે એટલું જ નહિ પણ તેના અધિકારી કે હોદ્દેદારો તરફથી તેને હીણપત પહોંચે તેવું બોલવા કે લખવામાં આવશે નહિ. આ ઠરાવ શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરન્સ અને ધી યંગમેન્સ જૈન સોસાયટીએ પાસ કરવાનો છે.






## "જૈનાચાર્ય શ્રી ૧૦૦૮ શ્રીમદ્ વિજયાનંદસૂરીશ્વરજી."

[ શ્રી આત્મારામજી મહારાજ. ]

### ૭૨ અર્થી કાવ્ય.

આજથી પચાસ વર્ષ ઉપર સં. ૧૯૪૮ અશાડ શુદ ૧૦ના રોજ પરમહંસ શ્રી યોગજીવાનંદ સરસ્વતી કે જે વેદધર્મના પારંગત સ્વામીજી હતા તેમણે શ્રી આત્મારામજી મહારાજના પરિચયમાં આવતાં, ઉપદેશ શ્રવણ કરતાં આચાર્ય મહારાજકૃત જૈન તત્ત્વાદર્શ, અજ્ઞાનતિમિરભાસ્કર વિગેરે ગ્રંથો વાંચતા મહારાજના ત્યાગ-જ્ઞાન ઉપર શ્રદ્ધા થતાં એક પત્ર ઉપર નિમિત્તે એમણે આચાર્ય મહારાજ ઉપર લખ્યો હતો. તેમાં નીચે લખેલ એક શ્લોક ( માલાબંધ ૫૧ અર્થગર્ભિત કાવ્ય લખેલ છે) મહારાજની સ્તુતિ-પ્રશંસાનો છે, જેના ઉપર શ્રીમાન પંડિત વૈજનાથ શર્મા-શાસ્ત્રી, ભિષગાચાર્યે ટીકા કરેલ છે જેના ૭૨ અર્થ જુદા જુદા થાય છે, તે ઘણા વર્ષોથી અપ્રકટ દશામાં પડેલ હતા તે ટીકા અને હિંદી ભાષામાં અર્થ સાથે આ ગ્રંથમાં બાબુ જશવંતરાય જૈનીના પ્રયાસથી અંબાલાનિવાસી લાલા લાલચંદજીના ધર્મપત્ની શ્રી દ્રૌપદીના ટ્રસ્ટીઓની સહાયથી પ્રકટ થયેલ છે. વિદ્વાન પંડિતો પોતાની વિદ્વત્તાવડે શું શું કરે તે આવા ચમત્કારિક, મધુર સુંદર કાવ્યોના પઠનપાઠનથી જણાય છે. આચાર્ય મહારાજના જીવનના આવા સુંદર પ્રસંગો, જૈનેતર વિદ્વાનોના પરિચયો વિગેરે જાણવા યોગ્ય અનેક છે, તેમાંથી આ પણ એક છે.

ઉપરોકત જણાવ્યા પ્રમાણેનો ૭૨ અર્થી શ્લોક નીચે પ્રમાણે છે.

योगाभोगानुगामी द्विजभजनजनिः शारदारक्तिरक्तो,
दिग्जेताजेतृजेतामतिनुतिगतिभिः पूजितो जिष्णुजिह्वैः ।
जीयाद्वायाद्ययायी खलबलदलनो लोललीस्वलज्जः;
वेदारौदास्यदारी विमलमधुमदोद्दामधामप्रमत्तः॥

### શ્રી મહાવીર જૈન વિદ્યાલય રજત મહોત્સવ સ્મારક અંક.

આજથી પચીશ વર્ષ ઉપર પ્રાતઃસ્મરણીય આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજશ્રીની પ્રેરણા અને ઉપદેશવડે શ્રી મુંબઇમાં શ્રી મહાવીર વિદ્યાલયનું સ્થાપન થયું હતું. ઉચ્ચ કેળવણીને ઉત્તેજન આપવા અને શ્રાવકક્ષેત્રની ઉન્નતિ કેમ થાય તે સમયોચિત જરૂરીયાત સમજી અનેક કેળવણીની સંસ્થાઓ મુંબઈ ઈલાકામાં જૂદા જૂદા સ્થળોએ જેમના ઉપદેશવડે સ્થાપિત થઇ છે એવા મહાપુરુષ આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજની અમીભરી દૃષ્ટિ અને આશીર્વાદનું જ ફળ છે એમ મહાવીર વિદ્યાલયનો આ પચીશ વર્ષનો તેની કાર્યવાહીનો રિપોર્ટ વાંચતા ખાસ જણાય છે. જૈન ગૃહસ્થોની ઉદારતાને પણ આભારી છે. સુમારે અઢીસેંહ ગ્રેજ્યુએટો અને તેથી ઉતરતી કેળવણી પણ કેટલાક જૈન વિદ્યાર્થીઓએ લીધેલ છે. આવી સંસ્થાની જરૂરીયાત હતી તે તેના આ ઉજવાયેલા રજત મહોત્સવથી જણાય છે. સ્મારક અંકમાં જૈન અને જૈનેતર વિદ્વાનોના લેખો અને જૈન ગૃહસ્થોના લેખો અને મુનિ મહારાજાઓના લેખો પૈકી કેટલાક વાંચવા જેવા છે.

આવી સંસ્થા હિંદમાં જૈન વસ્તીવાળા દરેક પ્રાંતો ને જીલ્લામાં સ્થાપિત થવાની જરૂર છે.

કિંમત રૂા ૩-૦-૦ પોસ્ટેજ જૂદું. મુંબઇ શ્રી મહાવીર જૈન વિદ્યાલય, ગોવાલીયા તલાવના સરનામે મળી શકશે.




પુસ્તક : ૩૯ મું  આત્મ- સં. ૪૬ :  અંક : ૮ મો :
વીર સં. ૨૪૬૮  ફાલ્ગુન :  વિક્રમ સં. ૧૯૯૮ માર્ચ.

## પ્રભુનું ગાન.

[તર્જ-પીયુ પીયુ બોલ.]

મીઠું મીઠું બોલ, મીઠું મીઠું બોલ;
ગાન પ્રભુનુ મીઠું મીઠુ બોલ-મીઠું.

તેરે ગાન કીયે દીલડામેં, આજ હુએ આનંદ અજોડ. ગાન. ૧

ઝટપટ ભજમન ધૂન લગાદે, તુઝે વસનકા ધામ બતાદે;
ઇશકા ધામ સજાવટ શંકર, યશકા કોડ કહા કરજોડ. ગાન. ૨

તનમન વીરજિન નામ પુકારે, કરે અંતરકા ધ્યાન તુમારે;
જિનકા ગાન ભલા ભયભંજન, સુખકા બોલ સુના અણમોલ ૩

—સુયશ.

# પ્રભુ મહાવીર પંચકલ્યાણક મહિમા (રાસ)

( આવો રબારણ હો મારે નેસલડે–એ રાગ )

ગોરી દેવાંગના હો ચેલડી રાસે રમંતી,
વાગંતી ઘુઘરી મધુરી ચરણમાં હો રાસે રમંતી. ધ્રુવ

પ્રાણત દેવલોક સ્થાનથી બ્હેનડી આવીયા મહાવીર,
આષાઢ શુકલ ષષ્ટીદિને, દેવાંગના હો રાસે રમંતી. ૧

ક્ષત્રિયકુંડમાં હો બેનડી જન્મ્યા મહાવીર,
માતપિતા હર્ષ પામ્યાં દેવાંગના હો રાસે રમંતી. ૨

(ક્ષણ) નારકી પ્રકાશ્યાને, ઇન્દ્ર સૌ અભિષેકે મહાવીર,
મેરુહિલોળી સુર સંતોષ્યા, દેવાંગના હો રાસે રમંતી. ૩

ચૈત્ર સુદ તેરસે વર્ધમાન નામથી જાણ્યા મહાવીર,
શૌર્યથી મહાવીર ગણાયે, દેવાંગના હો રાસે રમંતી. ૪

પત્ની યશોદા સંગમાં, વિરક્ત ભોગ માણ્યા મહાવીર,
અંતરમાં જ્ઞાનદીપ જાગ્યો, દેવાંગના હો રાસે રમંતી. ૫

સુવર્ણદાનથી દીનને, વર્ષીદાન દેતા મહાવીર,
દારિદ્રય દીનનાં હઠાવ્યા, દેવાંગના હો રાસે રમંતી. ૬

દીક્ષા ગ્રહીને રે, તારવું જગતે મહાવીર,
નંદિવર્ધન આંસુ સારે, દેવાંગના હો રાસે રમંતી. ૭

બંધુ રીઝાવી હોંસથી, વનવાટ લીધી મહાવીર,
રાગ દ્વેષ મોહને હઠાવ્યા, દેવાંગના હો રાસે રમંતી. ૮

માર્ગશીર્ષ ને કૃષ્ણપક્ષમાં દિન છે દશમનો મહાવીર,
દીક્ષા અમૂલી ધારી, દેવાંગના હો રાસે રમંતી. ૯

અહં વિસાર્યું અંતરે ઉચ્ચરે સામાયિક મહાવીર,
ચારિત્ર ભાવના વિકાસી, દેવાંગના હો રાસે રમંતી. ૧૦
ઋજુવાલિકાને કાંઠડે વૈશાખ સુદ દસમે મહાવીર,
વર્યા કેવળજ્ઞાન સ્વામી, દેવાંગના હો રાસે રમતી. ૧૧
દિવ્ય જ્ઞાનના પ્રભાવે વિશ્વને ઉધ્ધાર્યું મહાવીર,
મહાનંદ પામ્યા પમાડ્યો, દેવાંગના હો રાસે રમતી. ૧૨
અખંડ દેશના અંતની પ્રહર સોળકેરી મહાવીર,
પુણ્ય પાપ અધ્યયનો પ્રકાશ્યાં દેવાંગના હો રાસે રમંતી ૧૩
અમાસ કાર્તિકીનાં દિને નગરી અપાપા મહાવીર,
નિર્વાણ બોધતાં જ પામ્યા, દેવાંગના હો રાસે રમતી ૧૪
દ્રવ્ય ઉદ્યોતના દીપકો, ગણરાજ યોજે મહાવીર,
રત્નદીપ દેવો પ્રગટાવે, દેવાંગના હો રાસે રમંતી. ૧૫
દીપાવલી દિન ઉજવો પ્રસિધ્ધ વિશ્વ બધે મહાવીર,
ગૌતમ કેવળ પામ્યા, દેવાંગના હો રાસે રમંતી. ૧૬
અંતરમાં ભાવના દર્શની, દાસને પ્યારા મહાવીર,
હૈયામાં ઝંખના પ્રભુની, દેવાંગના હો રાસે રમંતી ૧૭
કલ્યાણક પંચ મહાવીરનાં અજિત પદ માટે મહાવીર,
હેમેન્દ્ર હર્ષથી ગજાવો દેવાંગના હો રાસે રમંતી ૧૮

## વીરકા ધ્યાન.

[ તર્જ—ચલ ચલ રે નવજવાન ]

તન મનસે તુ લગાવ, વીરકા પ્યારા ધ્યાન ધ્યાન. મન૦
જૂઠે માયાજાલ, ઓર ભમે કાલ;
ઈતની તું સમજણ, લે કે જાના શરણ,
ચૂકના તેરા ધર્મ નહિ, જપના પ્રભુ નામ. તન૦ ૧
તું માયાસે બચેજા, આપતસે હઠેજા;
જીવનકા તું સુકાન, 'સુયશ' કરો કલ્યાણ ચુકના૦ ૨

—સુયશ

રચનાર અને વિવેચનારઃ—ડૉ. ભગવાનદાસ મનઃસુખભાઈ મહેતા.

# શ્રી સિદ્ધસ્તોત્ર.

( ગતાંક પૃષ્ઠ ૧૫૭ થી શરૂ. )

પ્રકારાંતરે સિદ્ધ નામનું યથાર્થપણું બતાવે છેઃ—

વસંતતિલકા વૃત્ત—

**નિષ્પન્ન ધાન્ય થયું સિદ્ધ યથા કથાય,**
**નિષ્પન્ન રૂપ નિજ સિદ્ધ થયું તથા ચ;**
**તેથી કૃતાર્થ અભિધા અરથાનુસારે,**
**તે સિદ્ધના ચરણ હો શરણું અમારે ! ૩**

**શબ્દાર્થઃ**—નિષ્પન્ન-પાકેલા ધાન્યને જેમ 'સિદ્ધ થયું' એમ કહેવામાં આવે છે, તેમ જેનું નિષ્પન્ન થયેલું નિજરૂપ સિદ્ધ થયું એમ કહેવાય છે; અને તેથી કરીને જે 'સિદ્ધ'-કૃતાર્થ એવું અર્થાનુસારી યથાર્થ નામ ધારણ કરે છે. એવા તે સિદ્ધના ચરણ અમને શરણરૂપ હો !

**વિવેચન**—નિષ્પન્ન થયેલું-પાકેલું-પરિણુત થયેલું ધાન્ય સિદ્ધ થયું એમ કહેવાય છે. એક વાર પરિપકવ થયા પછી જલસિંચન આદિ કોઇપણ ક્રિયા-પ્રક્રિયાઓની આવશ્યકતા રહેતી નથી. 'નિષ્પન્ન શાલિવાળા વનથી શોભતા જીવલોકમાં જલભારથી નમેલા જલધરોનું કામ શું ?'

" निष्पन्नशालिवनशालिनि जीवलोके,
कार्यं कियज्जलधरैर्जलभारनम्रैः ? ।" श्री ભક્તામરસ્તોત્ર.

આમ પરિપાકરૂપ તેનું કાર્ય પર્યાપ્ત થયું છે, એટલે કોઇ કાર્ય અવશિષ્ટ નહિં રહ્યું હોવાથી તેની કૃતકૃત્યતા થઇ છે અને એક વાર નિષ્પન્ન થયેલું ધાન્ય, પુનઃ અનિષ્પન્નપણું પામે એમ કોઇએ કદી દીઠું કે સાંભળ્યું નથી; એટલે કે તેની નિષ્પન્ન અવસ્થિતિમાં કોઇકાળે ફેર પડતો નથી.

તે જ પ્રકારે સિદ્ધ ભગવાનને નિજરૂપ નિષ્પન્ન થયું છે, પરિપકવ સ્વરૂપે પરિણુત થયું છે, સિદ્ધ થયું છે, અને એક વાર તે પરિણુત સ્વરૂપ નિષ્પન્ન થયું, એટલે પછી તથારૂપ પરિણુતિની સાધના માટે કોઇપણ સાધનરૂપ ક્રિયા-પ્રક્રિયાનો અવકાશ રહેતો નથી. પરદ્રવ્યથી વિયુક્ત એવા સ્વદ્રવ્યની સિદ્ધિરૂપ અભીષ્ટ કાર્ય પરિપૂર્ણ થતાં, કંઇ પણ કર્ત્તવ્ય બાકી રહેતું નથી.

આમ કૃતકૃત્યપણું સિદ્ધ થયું હોવાથી, 'સિદ્ધ' નામની સાર્થકતા જણાય છે. અને એ કૃતકૃત્યપણું થયા પછી કોઇ કાળે સ્વરૂપાન્તર થતું નથી, નિષ્પન્ન પરિણુતિમાં ફેર પડતો નથી, કૃતાર્થ—નિષ્ઠિતાર્થ એવા સિદ્ધની સદાકાળ-સાદિ અનંત ભાંગે-તેમજ અવસ્થિતિ રહે છે; શુદ્ધ ચેતનાને સિદ્ધરૂપ પ્રિયતમનો સંગ થયા પછી, તેનો સંગ કદી છૂટતો નથી, કદી વિરહદુઃખ અનુભવવું પડતું નથી.

**" રીઝયો સાહેબ સંગ ન પરિહરે રે,**
**ભાંગે સાદિ અનંત "—શ્રીમાન્ આનંદઘનજી.**

" निष्ठितार्थमजं नौमि परमात्मानमव्ययम् । "

—શ્રી શુભચંદ્રાચાર્યજીકૃત જ્ઞાનાર્ણવ.

" तं जिनसिंहं कृतकरणीयं मल्लिमशल्यं शरणमितोऽस्मि । "

- -શ્રી સમંતભદ્રાચાર્યજીકૃત બૃહત્સ્વયંભૂ સ્તોત્ર.

" સાદિ અનંત અનંત સમાધિ સુખમાં,
કૃતકૃત્ય પ્રભુ વીર્ય અનંત પ્રકાશ જો-
અપૂર્વ અવસર એવો ક્યારે આવશે ? " —શ્રીમદ્ રાજચંદ્રજી.

આમ કૃતકૃત્ય એવા શ્રી સિદ્ધના ચરણનું અમને શરણ હો!

હવે સિદ્ધનું સચ્ચિદાનંદપણું વર્ણવે છે'—

આનંદના જ ઘન ચિદ્ઘન સત્સ્વરૂપી,
વિશ્વસ્વરૂપ નિરૂપે પણ જે અરૂપી;
અત્યક્ષ અક્ષર જ જે ગત જન્મપારે,
તે સિદ્ધના ચરણ હો શરણું અમારે! ૪

શબ્દાર્થ:-જે આનંદના જ ઘન છે ચિદ્ઘન છે, સત્ સ્વરૂપી છે; જે અરૂપી છતાં વિશ્વસ્વરૂપને નિરૂપે છે અને જે અતીંદ્રિય, અક્ષર (અવ્યય) અને જન્મનો પાર પામેલા-અજન્મા છે,-એવા તે સિદ્ધના ચરણનું અમને શરણ હો.'

વિવેચન—અત્રે ભગવાનનું આનંદઘનપણું, ચિદ્મયપણું, સત્સ્વરૂપપણું ઇત્યાદિ બતાવવામા આવ્યું છે. તે અનુક્રમે વિવેચીએ.

### આનંદઘન.

ભગવાન્ સિદ્ધ આનંદઘન છે, આનંદ, આનંદ અને આનંદ-એ સિવાય બીજું કંઇ નહિં એવા છે. ઘન એટલે નક્કર વસ્તુ (Solid),—જેને લંબાઇ, પહોળાઇ અને ઊંચાઈ એ ત્રણ મર્યાદાવિસ્તાર ( Dimensions ) હોય છે, તેને ઘન ( cube ) ભૂમિતિશાસ્ત્રમાં કહે છે. જેમકે લોઢાનો ટુકડો, તે ઉક્ત ત્રણે વિસ્તારમા લોહ, લોહ અને લોહ જ છે, સર્વપ્રદેશે તે લોહમય જ છે, અથવા તો મીઠાનો ગાંગડો, તે ત્રણે વિસ્તારમાં મીઠું, મીઠું અને મીઠું જ છે, સર્વપ્રદેશે તેનો આસ્વાદ લવણમય જ છે.

" सर्वतः सैन्धवं खिल्यमर्थादेकरसं स्वयम् । "

-શ્રી અમૃતચંદ્રાચાર્યકૃત પંચાધ્યાયી

તે જ પ્રકારે શ્રી સિદ્ધ ભગવાન્ પણ આનંદના જ ઘન છે, આનંદ, આનંદ અને આનંદમય જ છે, એમના સમસ્ત પ્રદેશે પરમ આનંદલહરીની જ અનુભૂતિ થાય છે. પરમતત્ત્વરંગી મુનિવર્ય દેવચંદ્રજી પ્રકાશે છે-

" શ્રી સુપાસ આનંદમે, ગુણ અનંતનો કંદ, હો જિનજી!
જ્ઞાનાનંદે પૂરણો રે, પવિત્ર ચારિત્રાનંદ હો જિનજી!

અને તે આનંદ કેવો છે?—

" એકાન્તિક આત્યંતિકો, સહજ અકૃત સ્વાધીન, હો જિનજી!
નિરુપચરિત નિર્દ્વંદ્વ સુખ, અન્ય અહેતુક પીન, હો જિનજી!
" એક પ્રદેશે તાહરે, અવ્યાબાધ સમાય, હો જિનજી!
તસુ પર્યાય અવિભાગતા, સર્વાકાશ ન માય, હો જિનજી!"

જુઓ, દેવચંદ્રજી ચોવીશી,સ્વોપજ્ઞટીકા.

"આનંદઘન પદ રેખ"-શ્રી. આનંદઘનજી. ( ચાલુ )

લે:-આ. શ્રી વિજયકસ્તૂરસૂરિજી મહારાજ.

# ધર્મ સ્વરૂપ.

ધર્મ એટલે વસ્તુસ્વભાવ. દરેક વસ્તુમાં ધર્મ રહેલો હોય છે. તે ધર્મદ્વારા વસ્તુ ઓળખાય છે. વસ્તુ ધર્મી છે અને તે વસ્તુને ઓળખાવનાર અસાધારણ ગુણ તે ધર્મ કહેવાય છે. સાકર ધર્મી છે અને તેમાં રહેલો અસાધારણ મીઠાશ ગુણ તે ધર્મ છે. સાધારણ ગુણ ધર્મ ન થઈ શકે. સાકરમાં સાધારણ ગુણ કઠીનતા તથા શ્વેતતા છે, પણ તે ગુણો સાકરના જ નથી. પત્થર તથા ફટકડી વિગેરેમાં પણ કઠોરતા તથા શ્વેતતા આદિ ગુણો રહેલા હોય છે માટે તે અસાધારણ ગુણો ન કહેવાય.

આવી રીતે આત્મા ધર્મી અને જ્ઞાનાદિ ધર્મ, ઉષ્ણતા ધર્મ અને અગ્નિ ધર્મી, શીતતા ધર્મ અને પાણી ધર્મી. આ પ્રમાણે વસ્તુ માત્રમાં રહેલો અસાધારણ ગુણ તે ધર્મ કહેવાય છે.

અનંત ધર્મવાળી જે વસ્તુ કહેવાય છે તે પર્યાયોને આશ્રયીને કહેવામાં આવે છે. દ્રવ્ય માત્રમાં પ્રત્યેક સમયે પરિવર્તન થયા કરે છે. આ પરિવર્તનો પર્યાયોના નામે ઓળખાય છે અને એને જ લક્ષમાં રાખીને અનંત ધર્મવાળી વસ્તુ કહેવાય છે.

સંસારમાં જેવો જેવો અધિકારી હોય તે પોતપોતાના અધિકાર પ્રમાણે પ્રવૃત્તિ કરે તે પોતાની ફરજ 'બજાવવારૂપ ધર્મ' કહેવાય છે. ધર્મ વસ્તુ જ એવી છે કે તે માન્યતાગ્રાહ્ય કે કલ્પનાગ્રાહ્ય થઈ શકતી જ નથી, જેમકે કોઇ કલ્પના કરે અથવા માની લે કે અગ્નિ શીતલ છે અને તે તપેલાને શાન્તિ પમાડે છે; પાણી બાળે છે; આત્મા જ્ઞાનશૂન્ય છે વિગેરે વિગેરે. આવા પ્રકારની કોઈ કલ્પના કરે કે માન્યતા ધરાવે તો તેનો આશરો લેવાની સર્વથા આવશ્યકતા નથી, કારણ કે આ કલ્પનાઓ તથા માન્યતાઓ ખોટી છે. કોઈ અપેક્ષાને લક્ષમાં રાખીને જો એમ કહેતો હોય તો તે અમુક અંશે સત્ય હોવાથી ગ્રાહ્ય થઇ શકે; નહિ તો આબાળગોપાળ પ્રસિદ્ધ વસ્તુ સ્વભાવધર્મમાં મતભેદનો અભાવ હોવાથી અમુક અમુક કાર્ય પ્રસંગે અમુક અમુક ધર્મસ્વરૂપ ધર્મીનો આશરો લેવો પડે છે. ઉષ્ણતાની આવશ્યકતા હોય તો અગ્નિ, મીઠાશની આવશ્યકતાવાળાને સાકર તેવી જ રીતે અન્યાન્ય ધર્મની આવશ્યકતાવાળાને અન્યાન્ય દ્રવ્યનો આશરો લેવો પડે છે અથવા તો બાળવાની આવશ્યકતાવાળાને ઉષ્ણતાધર્મ, ઠંડકની ઇચ્છાવાળાને શીતળતાધર્મ ઈત્યાદિ સર્વમાન્ય તથા મતભેદશૂન્ય ધર્મનો આશ્રય ઇચ્છિત કાર્ય સાધવા લેવો જ પડે છે, અને તે તે ધર્મોનો આશ્રય લેવાથી તે પોતાનું કાર્ય સાધી શકે છે. જ્ઞાનધર્મનો આશ્રય લઇને વસ્તુસ્થિતિનું ભાન કરી શકે છે તથા સુખશાંતિ અને મુક્તિ મેળવી શકે છે. હવે આ સ્થળે વિચારવાની એટલી જ જરૂરત છે કે ધર્મ શબ્દનો પ્રયોગ ઘણે સ્થળે કરાતો

નેવામા આવે છે. જેમકે પતિધર્મ, ક્ષત્રિય-ધર્મ વિગેરે વિગેરે. ઉપર બતાવેલ ધર્મ શબ્દ તો આવા સ્થળોએ જોડાઇ શકતો નથી પરંતુ ફરજ જે ધર્મનો અર્થ થાય છે તે ધર્મ શબ્દ આવા સ્થળોએ જોડાઇ શકે ખરો.

પતિનો અધિકાર ધરાવનાર વ્યક્તિએ પત્નીની સાથે વર્તવાના નિયમોને અનુસરવુ તે પતિધર્મ કહેવાય છે. ક્ષત્રિયપદ ધારણ કરનારે દુઃખી, નિરાધાર તથા પીડાતાઓનુ રક્ષણ કરવું તે ક્ષત્રિયનો ધર્મ કહેવાય છે. આવી જ રીતે માતા, પિતા, પુત્ર, રાજા આદિના પણ ધર્મ તેમની ફરજોને આશ્રયીને કહેવાય છે. ગૃહસ્થધર્મ અને સાધુધર્મમા કાઇક ફરક રહે છે. પૂર્વે બતાવેલ ધર્મોને આત્મધર્મના સાથે કાઇપણ સબધ નથી. નીતિના સાથે સબધ કહી શકાય સસારવ્યવહારને આશ્રયીને જ એ ધર્મોની પ્રવૃત્તિ થઇ હોય તેમ લાગે છે. અને એ સર્વ ધર્મોમાથી કેટલાક પુણ્યકર્મના ઉત્પાદક હોવાથી અમુક અંશે ધર્મના સાધન માની તેમા ધર્મના ઉપચાર થાય છે અને તેથી કરીને ઔપચારિક ધર્મ કહી શકાય.

ગૃહસ્થધર્મ તથા સાધુધર્મ દેશવિરતિ તથા સર્વવિરતિને આશ્રયીને જ ક્રિયાના રૂપમા મૂકાય છે. તે ઔપચારિક ધર્મ કહેવાય છે. વાસ્તવમા-પરમાર્થથી આત્મધર્મ તો આત્માની નિષ્કર્મતાથી ઉત્પન્ન થયેલી પરમ વિશુદ્ધ પરમાત્મદશા જ છે.

સસારવ્યવહારને આશ્રયીને ગૃહસ્થધર્મ તે ગૃહસ્થમા રહેલ વ્યક્તિની ફરજરૂપ છે ગૃહસ્થની ઝુસરી ગળામા નાખનાર વ્યક્તિએ સસારની જનતા સાથે ગૃહસ્થના નિયમાનુસાર વર્તવુ તે ગૃહસ્થધર્મ વ્યવહારિક કહેવાય છે.

ધર્મના વિભાગો પડી શકતા નથી પણ ધર્મના સાધનોના વિભાગો પડી શકે છે. આત્માની વિશુદ્ધ પરમાત્મદશામા કોઇનો પણ મતભેદ નથી, પરન્તુ પરમાત્મદશા પ્રાપ્ત કરવાના ધર્મના વ્યાપારોમા મતભેદ રહે છે. પૈસા મેળવવાના સાધ્યમા તો કોઇનો પણ મતભેદ નથી, પરન્તુ પૈસા મેળવવાના સાધન-વ્યાપારમા મતભેદ પડે છે. કોઇ અમુક વ્યાપારને પૈસા પ્રાપ્ત કરવાનું સાધન માને છે ત્યારે કોઇ તેનાથી ભિન્ન અમુક વ્યાપારને તેનું સાધન માને છે. જેવા કે ઝવેરાત, કાપડ, સોનાચાંદી, અન્ન, કરિયાણુ વિગેરે વિગેરે. સર્વત્ર સ્થળે સાધ્યને અનુકૂળ સાધન હોય તો જ સાધ્ય સિદ્ધ થઇ શકે છે.

પ્રતિકૂળ સાધનથી સાધ્ય સિદ્ધિ થઇ શકતી નથી. આત્માને દોષમુક્ત કરવા નિર્દોષ સાધનોની અત્યાવશ્યકતા રહે છે. સદોષ સાધનોનો ઉપયોગ કરીને કોઇપણ નિર્દોષ બની શકતુ નથી, માટે જ આત્મા વિશુદ્ધિ, પરમાત્મદશા, મુક્તિપદ પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળાએ દોષોને સારી રીતે જાણીને નિર્દોષ સાધનોનો ઉપયોગ કરવો જોઇએ.

સસારમા દોષોના કેન્દ્ર કષાય તથા વિષયાસક્તિ છે. જે સાધનોમા કષાય તથા વિષયાસક્તિ રહેલા છે તે શાશ્વત ધર્મના સાધન બની શકતા જ નથી. પ્રાણીવધાદિનો પણ કષાય તથા વિષયાસક્તિમા સમાવેશ થઇ જાય છે. દેવીદેવતાને અપાતા પ્રાણીઓના બલિદાનો પણ વિષયાસક્તિને લક્ષીને જ હોય છે. પરમાત્માની વિશુદ્ધ ઉપાસના સિવાયની

સંસારમાં જેટલી ઉપાસનાઓ છે તે સઘળી કેવળ વિષયાસક્તિને માટે જ કરાય છે.

કોઇપણ દેવી કે દેવતાની આગળ પ્રાણીનો વધ કરે છે તે વધ કરનારની જેના આગળ વધ કરાય છે તે દેવ તથા દેવીને પ્રસન્ન કરીને ધન, જીવન, સ્ત્રી આદિ વસ્તુઓ મેળવવાની ઇચ્છા હોય છે અથવા તો શત્રુના વિનાશની, કોઇને વશ કરવાની કે પોતાના કાર્યમાં આડા આવનારને દૂર કરવાની ભાવના હોય છે; માટે તે બલિદાન ધર્મનું સાધન હોઈ શકે જ નહિ. કેટલાક પૂણ્યકર્મ માટે યજ્ઞાદિમાં પશુવધ કરે છે પણ તે પુણ્યકર્મનું સાધન જ નથી. "परोपकारश्च पुन्याय, पापाय परपाडनं" નીતિ પણ આમ જ કહે છે કે પરોપકારથી પુન્ય થાય છે અને પરને પીડા આપવાથી પાપ થાય છે માટે જેઓ પુણ્યને માટે પ્રાણીઓનો વધ કરે છે તે સર્વથા ધર્મનું વિકળ સાધન છે; એટલું જ નહિ પણ પુણ્યનું પણ વિકળ સાધન છે માટે જે દેવીદેવતાઓને બલિદાન આપવામાં ધર્મ માને છે તે વાસ્તવિક ધર્મને સમજતા જ નથી, પરંતુ તેમના કુળનો ધર્મ હોય તો ના ન કહેવાય.

જ્યાં આત્માની પરમાત્મદશા પ્રગટ કરવાનો આશય હોય છે ત્યાં પ્રાણીવધનો સર્વથા નિષેધ છે અને કોઈ પરમાત્મદશા પ્રાપ્ત કરવા પ્રાણીવધ કરે તો તે સર્વથા અજ્ઞાની જ છે. અને તેનો પ્રયત્ન વિષપાન કરીને જીવવાને ઇચ્છવા જેવું છે. આ લોકનાં વિષયાદિ સુખોને માટે કદાચ તેનો પ્રયત્ન પ્રારબ્ધ અનુસાર સફળ થવામાં દેવીદેવલાં નિમિત્તભૂત થઇ શકે ખરાં; પરંતુ વિશુદ્ધ ધર્મ કે ઔપચારિક પુણ્યધર્મના માટે તો તે પ્રયત્ન સર્વથા નિષ્ફળ જ છે એટલું નહિ તેના આત્માના માટે તો અત્યંત અનિષ્ટ છે, અનેક યાતનાઓનો ઉત્પાદક છે.

જે વાસ્તવિક ધર્મ છે તે તો સર્વને એક સરખો જ માન્ય છે માટે પોતે માની લીધેલો ધર્મ તે ધર્મ કહી શકાય નહિ. ધર્મ તો વસ્તુનો ગુણ છે. તેમાં માનવાપણું કે ન માનવાપણું એવો કાંઇ મતભેદ રહેતો નથી, પોતાની માન્યતાનો ભેદ ધર્મના સાધનવ્યાપારમાં પડી શકે છે, માટે વાસ્તવિક ધર્મને સમજીને તેને પ્રગટ કરવા પોતે જે કાંઇ વેપાર કરી રહ્યો હોય અને અન્ય વ્યક્તિ સમજપૂર્વક વિશુદ્ધ ધર્મ પ્રગટ કરવા સાનુકૂળ અન્ય વ્યાપાર કરી રહ્યો હોય તો તે કાંઇ અધર્મનો વ્યાપાર કહેવાય જ નહિ, અને તેનો નાશ કરવાની કે તેને હરાવવાની ભાવના વિશુદ્ધ ધર્માવલંબીને હોય જ નહિ પરંતુ વિશુદ્ધ સાધ્ય સાધવામાં કદાચ કોઇ વ્યક્તિ વિકળ સાધનનો ઉપયોગ કરતા અનુકૂળ સાધનના ઉપયોગ કરતાને જણાય તો તે હિતબુદ્ધિથી વિકળ સાધનવાળાને અનુકૂળ સાધનનો ઉપદેષ્ટા થઈ શકે છે. વિશુદ્ધ સાધ્ય તેમજ વિશુદ્ધ સાધનવાળાને ઇર્ષા, વિરોધ કે અહંતા પીડી શકતા જ નથી. હરાવવાની કે નાશ કરવાની જેની બુદ્ધિ થાય છે તે ધર્મથી સર્વથા અજ્ઞાન છે. તેણે ધર્મને ઓળખ્યો જ નથી. કદાચ કોઇક પુસ્તકમાં વાંચ્યો હશે કે કાને સાંભળ્યો હશે પણ તેથી કાંઇ તે ધર્મનો જ્ઞાતા કહી શકાય નહિ. તેનાથી તો જડસ્વરૂપ પુસ્તક વધી જાય છે, કારણકે પુસ્તક રાગદ્વેષ રહિત થઇને અનેકને બોધ થવામાં નિમિત્તભૂત થાય છે.

અનાદિ કાળથી સંસારસરિતાનાં પ્રબળ વેગથી વહેતા કષાય તથા વિષયરૂપ પ્રવાહના સન્મુખ પૂરે-વીર્યબળપૂર્વક સરિતાના

પૂરમાથી કહિ આવી જવુ તે ધર્મ. આત્માના અનતજ્ઞાન, દર્શન, વીર્ય, સુખ આદિના ભોક્તા બનવું તે ધર્મ, અને વર્ણ, ગંધ, રસ તથા. સ્પર્શ આદિના ભોક્તા બનવું તે અધર્મ. (ભોક્તા એટલે તે તે ધર્મમાં વૃત્તિની સ્થિરતા--આસક્તિ). મહિનાઓ સુધી અન્નજળ છોડી દઇને જેઠ મહિનાના પ્રખર તાપથી તીવ્ર તપી ગયેલા રેતમાં નગ્ન શરીરે આતાપના કેમ ન લેતો હોય, સહસ અગ્નિના કુડો બનાવી તેની વચમાં બેસીને આતાપના કેમ ન લેતો હોય, શીતકાળની હિમમિશ્રિત સખ્ત શરદીમાં જળાશયમા ઊભો રહીને શીત આતાપના કેમ ન લેતો હોય, સંસ્કૃત પ્રાકૃત આદિ ભાષાઓમા લખેલા પુસ્તકો વાચીને આત્માની, જડની, કર્મની, સસારની તેમજ મોક્ષ આદિની વાતો કરીને તત્ત્વજ્ઞાની જેવો કેમ ન દેખાતો હોય, બબ્બે મહિના સુધી અન્નજળ ત્યાગીને મોટો તપસ્વી કેમ ન બન્યો હોય, સસારની સઘળી સપત્તિ છોડી દઇને એકાતે નિર્જન સ્થળમાં કેમ ન વસતો હોય પરંતુ જ્યાંસુધી તેની મનોવૃત્તિ વર્ણ, ગંધ, શબ્દ તથા સ્પર્શ આદિ જડ ધર્મમાં વીખરાયેલી રહે છે, અતિશય આસક્તિવાળી રહે છે તો તે અધર્મ સેવે છે, માટે તે અધર્મી કહી શકાય. અને સર્વ જડ અધર્મોથી નિવૃત્ત થઇને આત્મધર્મ જ્ઞાનાદિમાં રમણ કરતી હોય તો ભલે તે પછી બાહ્યથી કોઇપણ વસ્તુનો ત્યાગી ન હોય અથવા તો ગમે તેવા કપડામાં વિચરતો હોય તો તે પણ ધર્મી કહી શકાય છે, માટે અમુક બાહ્ય પ્રવૃત્તિ માત્રનું નામ ધર્મ નથી તેમ અધર્મ નથી. ઉપયોગમા ધર્મ છે અને ઉપયોગ-શૂન્યતામાં અધર્મ છે. બાકી તો સંસારમાં મનુષ્યોએ કલ્પના કરેલા ધર્મ-અધર્મથી કાઇપણ હિતાહિત થઇ શકતુ નથી.

---

## મુનિનું સ્વરૂપ—

જે મહાત્માઓનું મન ઇંદ્રિયોના વિષયમા આસક્ત થતું નથી, કપાયોથી વ્યાપ્ત થતું નથી, જે (મન) રાગદ્વેષથી મુક્ત રહે છે, જેણે પાપકાર્યોને શાંત પમાડ્યાં છે, જેણે સમતાવડે અદ્વૈત સુખ પ્રાપ્ત કર્યું છે અને જે ભાવના ભાવતુ ભાવતુ આત્મસયમના ગુણોરૂપી ઉદ્યાનમાં હમેશા બેસે છે, આવા પ્રકારનુ જેમનું મન થયેલું છે તે મહામુનીશ્વરો આ સસાર તરી ગયા છે અને તેઓને અમે નમસ્કાર કરીએ છીએ.

સુભાષિત પદ્યરત્નાકર.

## કૃત્રિમતા ( ડોળ—દંભ ) વિષે

# શ્વાનોક્તિ.

वसंततिलका वृत्त.

आवद्ध कृत्रिमसटा जटिलांस भित्ति,
रारापितो मृगपतेः पदवीं यदि श्वा ।
मत्तेभकुम्भतटपाटनलम्पटस्य,
नादं करिस्यति कथं हरिणाधिपस्य ॥ १ ॥

આ જગતમાં જ્યાં જુઓ ત્યાં કૃત્રિમતા એટલી બધી વધી પડી છે કે, ઘણા ભોળા-ભલા અને બારિકતાથી નિરક્ષણુ નહીં કરનારાઓ એવા દાંભિક દેખાવોથી છેતરાય છે. તેની આ અન્યોક્તિ બોધક છે.

એક શ્વાનને કોઇએ મૃગરાજ ( સિંહનું ) ચિત્રવિચિત્ર ચટાપટાવાળું ભભકાદાર ચામડું ઓઢાડીને સિંહ સમાન દેખાવમાં ખડો કર્યો હતો, તેને કોઇ વિચક્ષણ અવલોકનહારે જોયો, અને તેને સંબોધ્યો કે-હે શ્વાન! મૃત સિંહનું ચામડું ઓઢી ભલે તેં સિંહનો સ્વાંગ સજ્યો હોય, અને તારૂં આવું વનરાજનું સ્વરૂપ દેખી પશુ-પંખીઓ અને ઇતર પ્રાણીઓ ભય પામી ભાગતાં હોય, અને આ આડંબરથી ભલે તું ગર્વિષ્ઠ બન્યો હો, પણ હે શ્વાન, એ તારી કૃત્રિમ ગૌરવતા કયાં સુધી ટકી શકશે? જ્યારે તારા પાસેથી મત્તગયંદ ( મદોન્મત્ત હસ્તિ ) પસાર થશે ત્યારે તેનાં કુંભસ્થળ ભેદવાની જેનામાં કુદરતબક્ષીશ બળ-ચાતુર્ય હોય છે એવા પર્વતાધિપતિ કુંજરમાં જે આકાશપર્યંત અને સકળ વનવાટિકાને ગર્જાયમાન કરનારી ભવ્ય ગર્જના-ભયંકર ત્રાડ મારવાની શક્તિ હોય છે તે તું કયાંથી લાવવાનો હતો? એ જ સમયે પરીક્ષા થઇ જશે કે સિંહ તે સિંહ અને તું તો ભષક્ શ્વાન!!!

આ અન્યોક્તિ જગતવ્યવહારમાં પણ લાગુ પડે છે.

સાચી શક્તિ અથવા સ્વભાવજન્ય-કુદરતી બળ; અને એ શક્તિ માટે ઊભો કરેલો દાંભિક વેશ, એ બેમાં જમીન આસમાનનો તફાવત છે.

પ્રભુને સાનિધ્ય લાવનારી જે અજબ-અનોખી ચીસ ( આર્ત્તનાદ ) ગજેન્દ્રે પાડી હતી.

લજ્જા જવાની અણી પર આવેલી તકે જે પોકાર ( પ્લુતોચ્ચાર ) કૃષ્ણા ( દ્રૌપદીએ ) દિશાઓને ભેદી નાખનારી આતુરતાથી કર્યો હતો.

વિગેરે વિગેરે સાચી શક્તિનાં પ્રમાણોનાં અનેક દૃષ્ટાંતો સર્વધર્મનાં પુસ્તકો મોજુદ છે.

ભક્તિના કૃત્રિમ વેશો, દંભી દેખાવો, નાટકીય પૂજાઓ, સ્તવનો-ભજનો એ વિગેરે આડંબરી ક્રિયાઓ સત્યને શોધી શકતી નથી, માટે જ શાસ્ત્રો તમામનો પ્રસિદ્ધ મુદ્રાલેખ એ જ છે કે—

सत्यमेव जयते, नानृतं ।

વસંતતિલકા

રે શ્વાન ! તું મન વિષે મગરૂર થા માં,
આ સિંહચર્મ ધરી આપગુણો તું ગા માં;
મોટા ગજેન્દ્રતણું મસ્તક છેદવાને,
ક્યાંથી કરી શકીશ ભવ્ય જ ગર્જનાને. ૧

આત્માને પ્રકાશમય રાખવાના પ્રયત્નોમાં અગ્રતા ધરાવનારા વહાલા વિવેકી વાચકવૃંદ ! આપણે પણ કૃત્રિમ દોષોથી અલગ રહેવા ઇચ્છીશું ખરા નાં ?

સત્ય સંશોધક-બોધક,
રેવાશંકર વાલજી બધેકા
ધર્મોપદેશક ઉ. કન્યાશાળા-ભાવનગર.

ભાવનગર-વડવા
તા. ૨૮-૨-૪૨ ભૃગુ

---

## જ્ઞાન અને ક્રિયા—

કેટલાક મનુષ્યો તત્ત્વને જાણે છે, પરંતુ તે પ્રમાણે કરવાને સમર્થ નથી, જેઓ કરવાને સમર્થ છે, તેઓ તત્ત્વને જાણતા નથી; માટે જેઓ તત્ત્વને જાણે અને તે પ્રમાણે કરવા સમર્થ હોય તેવા પુરૂષો લોકમાં કોઈક વિરલ જ હોય છે. જ્ઞાન, ભક્તિ, તપ, અને ક્રિયાનું જે કાંઇ પણ પ્રયોજન હોય તો તે એક જ છે, તે એ કે ચિત્તની સમાધિ થવાથી કર્મલેપનો નાશ થાય અને તેથી આત્માના ગુણનો પ્રકાશ થાય ઇંદ્રિયો અને મન જેને વશ ન હોય તેવા પુરૂષની ક્રિયા હાથીના સ્નાનની જેમ વ્યર્થ છે અને ક્રિયા રહિત જ્ઞાન પણ દુર્ભાગી માણસના આભૂષણની જેમ ભારરૂપ છે.

સુભાષિત પદ્યરત્નાકર.

સં:-મુનિશ્રી લક્ષ્મીસાગરજી મહારાજ.

# અજિત-સુક્તમાળા.

( ગત વર્ષના પૃષ્ઠ ૩૦૦ થી શરૂ )

(૮૧) ધર્મની કરણી કરે તે પંડિત છે, જે સત્ય વચન બોલે છે તે વાચાલ છે તથા જે મારતા જીવને ઉગારે છે તે દાતાર જાણવો.

(૮૨) ઉજમણા વખતે કેટલાક શ્રાવકો પાંચસેં પાંચસેં હજારો હજારો રૂપિઆના છોડ ભરાવી ઠામઠામ ઉજમણું કરે છે પણ પુસ્તકો પાંચ કે પંદર રૂપિઆનાં લાવે છે. આશ્ચર્યની વાત ! "જ્ઞાનાધારે" સૌ કોઇ કામ બને છે તે જ્ઞાનનું તો ઠેકાણું નહિ ને અન્ય ઠાઠમાઠ ? ? પણ ખાસ સમજવું કે જ્ઞાનમાં વધારે ખર્ચ કરી પાંચસે રૂપિઆનું પુસ્તક લાવી મૂકવું ને તેથી વધારે ઉત્સુકતા માટે છોડો પણ સારા ભરાવવા, કારણ કે છોડ તે જ્ઞાનભક્તિના માટે છે. ઉજમણું તો જ્ઞાનાદિનું છે.

(૮૩) પૈસાદાર પોતાની કીર્ત્તિ મેળવવા માટે બીજાં દેહરાસરો છતાં પણ નવીન દહેરાસર બંધાવે છે પણ શત્રુંજયાદિ જીર્ણ તીર્થોની સંભાળ ન લે તે કેટલું બધું અકથનીય ! જીર્ણોદ્ધાર કરાવવામાં કેટલું બધું ઉગ્ર પુણ્ય છે તે ધ્યાનમાં રાખવું.

(૮૪) માતાપિતાઓની એ જ ફરજ છે કે બાળકને સારા સદ્ગુણો શિખવવા, વિદ્યાભ્યાસ સારો કરાવવો ને આનંદથી તેમનું ભરણપોષણ કરવું યોગ્ય છે. વિદ્યાદાન આપવું તે શ્રેષ્ઠ છે.

(૮૫) પોતાનાં છોકરાંને સુવર્ણાદિ ઘરેણાં પહેરાવ્યા કરતાં વિદ્યાલંકાર "આભૂષણ" "વધારે પહેરાવવાં" કારણ "विद्यासमं नास्ति शरीरभुषणम्" વિદ્યા સમાન અન્ય શરીરભૂષણ છે જ નહિ. ગમે તેટલાં ઘરેણાં તથા મોતીની માળાઓ પહેરો પણ સદ્ગુણથી વિમુક્ત અર્થાત્ વિદ્યા ન હોય તો તે શોભે નહિ. વિદ્યાદિ ગુણો જ્યાં સુધી પ્રાપ્ત નથી કર્યા ત્યાંસુધી રૂપાદિ ગુણો શા કામના છે ? માટે સર્વોત્કૃષ્ટતામાં વધારે સદ્ગુણભૂષણ વિદ્યા જ છે. કારણ આભૂષણો ક્ષીણ છે ને વિદ્યાભૂષણ સર્વદા અક્ષય છે.

(૮૬) પંડિતોની સભામાં મૂર્ખાઓએ મૌન ધારણ કરવું તેના જેવું બીજું એકે શ્રેષ્ઠ નથી.

(૮૭) લક્ષ્મીપણું, રૂપપણું, શાસ્ત્રજ્ઞપણું, શીયળપણું, વિવેકપણું, વિનયપણું, સમતાપણું અને મનનું મોટાપણું. એ આઠ વાનાં અતુલ્ય પુણ્યના જોગથી પમાય છે.

(૮૮) મુખથી મીઠી વાણી બોલવી તે મુખનો શણગાર છે. વળી મૃદુ મીઠું વચન તે કામણ વિના વશીકરણ છે. વળી લક્ષ્મીપણું પામવાનું કારણ પણ મૃદુ વચન છે.

(૮૯) જે માણસ અન્નદાન કરે છે તે પરમ પ્રભાવશાળી પુણ્ય પામે છે.

(૯૦) ક્રોધના આવેશમાં ભોજન કરવું નહિ.

(૯૧) ભોજનની પહેલાં પાણી પીવું નહિ કારણ કે પથ્થર સમાન પાણી કહેલું છે. ભોજન મધ્યે પાણી પીવુ તે અમૃતસમાન છે " भोजनांते विषं वारि मध्ये वारि बलप्रदम् " માટે આદ્યઅંતમા પાણી ન પીતા અર્ધભોજન થયા બાદ જલ પીવું, તેથી શરીરની આરોગ્યતા સારી રહે છે

(૯૨) ગરિબ, અંધા, લુલા, પાગળાને ખાવાનું આપતા ભૂલવુ નહિ અર્થાત્ તેમને ખવરાવવું.

(૯૩) જૈન બાળકોએ કુગુરુ, કુદેવ, કુધર્મની સંગતિ કરવી નહિ

(૯૪) પહેલાના વખતમાં લોકો ઘણા ધનવાન હતા તેનું કારણ એ છે કે જે તેઓ વિદ્વાન, ઉદ્યોગી અને ધર્માશ્રયીઓ હતા

(૯૫) પ્રમાણિકપણું રાખવા પ્રયત્ન કરવો.

(૯૬) જે વચન મુખમાથી બોલ્યા તે પ્રમાણે વર્તવું પણ અબી બોલ્યા ને અબી ફોક એમ ન કરવું. દરેક વખતે વચન વદવુ તે વિચારીને વદવુ. .

(૯૭) જે છોકરાઓ, જે શિષ્યો, જે શિષ્યાઓ લક્ષબિન્દુ આપીને ખંત રાખીને બરાબર વિદ્યા પ્રાપ્ત કરતા નથી તે અંતે પસ્તાય છે-દુઃખ વેઠે છે.

(૯૮) પૈસાદારના છોકરાઓ એમ ધારે છે કે આપણે કયા રળવું કે કમાવુ છે? આપણે ઘેર ધન પુષ્કળ છે એમ જાણીને બેસી રહીને ઉદ્યમ કરતો નથી, તો જરૂર ઉદ્યમ કરવો. નકામો ટાઇમ વ્યતીત ન કરતા અભ્યાસમા લક્ષ દેશો તો સુખી થશો.

(૯૯) અપર કાર્ય કરીને ધર્માદિ પુસ્તકો દૃઢ શ્રદ્ધાથી ભણવાં, વાંચવાં.

(૧૦૦) જૈન બાળકોએ અહર્નિશ પ્રભુ, ગુરુદર્શન વંદન કરવા જ.

(૧૦૧) શ્રેષ્ઠ મનુષ્ય પાસે જે સુંદરમા સુંદર ચીજ હોઇ શકે તે કેળવણી છે.

(૧૦૨) વિદ્યા વિનય દે છે, વિનયથી યોગ્યતાને પામે છે, યોગ્યતાથી ધન મળે છે, ધનથી ધર્મ પ્રાપ્ત થાય છે અને ધર્મથી સુખ મળે છે. ( હિતોપદેશ )

(૧૦૩) દાંભિક માનવજીવનમા જીવવા કરતા પશુજીવનમા જીવવું શ્રેષ્ઠતર છે.

(૧૦૪) હાલના નોવેલ પુસ્તકો વાચવાથી બુદ્ધિ ભ્રષ્ટ થાય છે, ધાર્મિક વ્યવહારિક શિક્ષણ સારી રીતે લ્યો

(૧૦૫) ધર્મનો ઉપદેશ નહિ કરનાર સાધુ પાદડા સમાન છે કેમકે તે પોતે તરે છે પણ બીજાને તારવા સમર્થ નથી.

(૧૦૬) "સજ્જન" થવા માટે સાદાઈ, પ્રમાણિકતા અને સરળતાની ખાસ જરૂર છે, અને એ ખીલે ત્યારે પ્રેમ અને મનને ખેંચી લાવે છે.

(૧૦૭) તમારો મુદ્દો ન ચૂકો, તમારું લક્ષ્ય ન ખુઓ, તમારી નેમ નજરથી દૂર ન રાખો, પણ ભાષામા કડવાશ લાવશો નહિ.

(૧૦૮) ઉદ્યોગ અને ધૈર્યનો બદલો માણસને જરૂર મળે છે (અસ્તુ)

લેખક—ચોકસી.

# અહિંસાની અદ્ભુત શક્તિ.

વર્તમાનકાળમાં નજર નાખતાં સહજ માલૂમ પડશે કે દુનિયાના મોટા ભાગ પર હિંસાનું પ્રચંડ તાંડવનૃત્ય ચાલી રહ્યું છે. ભારતવર્ષનો મર્યાદિત પ્રદેશ બાદ કરીએ તો બાકીનામાં દિન ઊગ્યે જે પ્રકારની કત્લેઆમ પ્રવર્તી રહી છે અથવા તો એ જાતની વૃત્તિને ઉશ્કેરે કિંવા વધુ જોરદાર બનાવે એવા સાધનો ઉત્પન્ન કરવાની પ્રવૃત્તિ વિદ્યુત્વેગે ચાલી રહી છે એથી પુરવાર થાય છે કે માનવગણનો મોટો સમુદાય અહિંસામાં છુપાયેલી અમોઘ શક્તિ વીસરી ગયો છે. એની નજરમાં મહાત્મા ગાંધીજી જે અહિંસાની વાત ઉચ્ચારે છે તે હાસ્યાસ્પદ જણાય છે. પરમાત્મા મહાવીર દેવે જે મહાન્ તત્ત્વ જગતની ચક્ષુ સામે પચીસો વર્ષ પૂર્વે અવતાર્યું અર્થાત દેશકાળની પરિસ્થિતિનો તાગ કાઢી, એને અનુરૂપ આવે તેવો સ્વાંગ સજાવી રજૂ કર્યું તે આજે સંરક્ષણ કે શાંતિ માટે અપૂર્ણ ભાસે છે. અરે, કેવળ અધ્યાત્મ જીવન પૂરતું ઉપયોગી જણાય છે! આ જાતની સમજ ધરાવનાર જનતાનો વિશાળ વર્ગ ઉપરછલ્લી માન્યતા ત્યજી દઈ, બારિકાઈથી વસ્તુસ્થિતિનું અવલોકન કરશે તો જણાશે કે સાચું સુખ આત્મિક દશાની પ્રગતિમાં સમાયેલું છે અને આત્માની સ્વતંત્રતા સિવાયની અન્ય પૌદ્ગલિક લાલસાઓ કિંવા કલ્પી લીધેલી સુખ-વાસનાઓ સત્ય સ્વરૂપે હરગીજ ઉપયોગી નથી જ. એટલે અધ્યાત્મ જીવન એ હસવા જેવી ચીજ નથી. બરાબર રીતે સમજાય તો એ જ માનવભવનું મુખ્ય ધ્યેય છે અને એમાં જ જીવનની સાચી સૌરભ સમાયેલી છે; અને એ સર્વનો મૂળ પાયો કેવલ અહિંસા ઉપર જ નિર્ભર છે. અહિંસાની શક્તિ અદ્ભુત છે. એ ગહન વાત સમજવા સારુ 'અહિંસેચા વિજય' નામની મરાઠી પુસ્તિકા કે જે 'આપ્પા ભાઉ મગદૂમ' તરફથી પ્રગટ કરવામાં આવી છે તેમાંનો સાર નિમ્ન પ્રકારે રજૂ કરવો ઉચિત જણાયો છે. એ આખા કથાનક પાછળ ઈતિહાસના કેટલાય પ્રમાણભૂત આધાર છે તે કહેવા કરતાં એટલું કહેવું પર્યાપ્ત થશે કે એમાં જે પ્રકારનું ચિત્રણ આલેખાયું છે તે આજે પણ બનતું દૃષ્ટિગોચર થાય છે અને ચાલુ સમયને બંધબેસતું છે તેથી ચાલુ યુગની જનતા માટે અવલંબનરૂપ છે.

'અહિંસા' અને 'સત્ય' જેવા મહાન્ તત્ત્વોનું સંપૂર્ણપણે અવગાહન કરવા સારુ પ્રખર બુદ્ધિ, પ્રચુર અભ્યાસ અને પ્રવીણ તત્ત્વજ્ઞની સહાય આવશ્યક ગણાય. ઉપરછલ્લા અવલોકન માત્રથી કે ઈધરઉધરની આડીતેડી દલીલો વાંચી લેવાથી એનું હાર્દ હરગીજ ન સમજી શકાય. હવે જ્યારે આમ જનસમૂહનો અતિ વિશાલ વર્ગ ઉપર આંકેલી મર્યાદામાં આવી શકતો ન હોય ત્યારે ઉક્ત તત્ત્વબેલડીનો સાર આ વિશાલ ગણના હૃદયમાં અંકિત કરવા સારૂ ઉદાહરણ કિંવા નાનકડા કથાનકદ્વારા કામ લેવું એ વધારે

અનુકૂળ થઇ પડે છે. ગહન અને ગુચો-ભર્યા પ્રશ્નો પણ જ્યારે વાર્તાપ્રવાહમાં વહેતા મૂકવામાં આવે છે ત્યારે સામાન્ય જન-સમૂહ એનું હોશે હોશે પાન કરવા માડે છે કથાનકો મારફત ઉમદા સત્યોનું આમસમૂહને પાન કરાવવું એ પૂર્વપુરુષોએ નિયત કરેલો રાજમાર્ગ છે. શ્રી મગદૂમ પોતાની સપાદ-કીય નોધમા જણાવે છે કે–

જૈન સમાજમાં વાંચનની અભિરુચિ પેદા કરવા સારુ નાની પુસ્તિકાઓ પ્રગટ કરવી જરૂરી છે. પોતે જે 'શ્રી વીર ગ્રથમાળા' ચલાવે છે એની પાછળ એ જ હેતુ સમાયેલો છે.

તાત્ત્વિક પુસ્તકો વાચવાનો કંટાળો સામાન્ય જનસમૂહને વિશેષ હોય છે. ઘણુ-ખરૂં કથા કે વાર્તાના પુસ્તકો પ્રતિ આમ-સમૂહના મોટા ભાગનું દિલ સહજ આકર્ષાય છે એથી વાર્તાના પુસ્તકો પ્રગટ કરવાની અને એમાં ધર્મપ્રેમ વૃદ્ધિંગત થાય, કઠીણ તત્ત્વોમાં છુપાયેલા ઉમદા રહસ્યો સરળતાથી સમજાય, અને પૂર્વજોના પરાક્રમશાળી કાર્યોનું ભાન થતા પોતાનામા શૂરાતનનો આદુર્ભાવ થાય એવી જાતના આલેખનની આ યુગમાં ખાસ આવશ્યકતા છે.

રાવસાહેબ પાટીલ વકીલે (સાગલી) 'જૈનોનો ઇતિહાસ' એ નામના મરાઠીમા બે સુદર પુસ્તક લખ્યા છે હિંદી ભાષામાં પણ એ પ્રકારના ગ્રથો લખાયેલા દૃષ્ટિગોચર થાય છે. એમાંથી ઐતિહાસિક પ્રસગો શોધી કાઢી નાના નાના પુષ્પો (ટેકટો) રૂપે જુદા જુદા પ્રાતની ભાષામા પ્રસિદ્ધ કરવામા આવે તો જૈન સમાજમા આજે જે સુષુપ્ત દશા અને જીવનમા શિથિલતા જણાય છે તે સદાને માટે અસ્ત થઈ જાય.

'અહિંસેચા વિજય' ચોપ્પીસ પાનાની લઘુ પુસ્તિકા છે. એમાં દેવી સમક્ષ ભોગ ધરવાથી સુખ મળે છે એવી માન્યતા જે અજ્ઞાન લોકોમા ઘર કરી રહેલ છે તે કેવી નિર્મૂલ છે એનો ખ્યાલ આપી, ધર્મના નામે પશુબળિ ચઢાવવાની પ્રથા કેવી રીતે પ્રવર્તી અને એમા ઢોગી ગુરુના કારસ્થાન કેવો ભાગ ભજવે છે એનો ચિતાર રજૂ થાય છે. જૈન સંતે અહિંસા પર દૃઢ શ્રદ્ધા દર્શાવી જીવનના ભોગે પણ હિંસાનો પ્રતિકાર કરવાની ઉલટ દાખવી જનસમૂહના અજ્ઞાનતાના પડલો કેવી-રીતે છેદ્યા અને કેવો સુદર અંત અહિં-સાના વિજયમા પરિણમ્યો, એ આ નાનકડી પુસ્તિકાનો વિષય છે. એનો ભાવ શક્તિ અનુસાર, અને ઉચિત ટુકાણ કરી ગુજરા-તીમા ઉતારવા ધાર્યો છે જેનો આરંભ હવે પછીના લેખથી થશે.



પ્રથમ શ્રી વિજયાનંદસૂરિ મહારાજની ભવ્ય પ્રતિકૃતિની શ્રી સંઘ જીરાએ તથા બહારથી પધારેલા ભાઇઓએ વાસક્ષેપથી પૂજા કરી. પછી લાલા ખેરાયતીરામજી આદિએ ગુરુસ્તુતિ કરી અને ત્યારબાદ આચાર્ય મહારાજે જન્મજયંતિ નાયકનાં જીવનચરિત્ર પર સારો પ્રકાશ પાડ્યો. તેઓશ્રીના જન્મસ્થાન લહેરાગામમાં તેઓશ્રીનું સ્મૃતિચિહ્ન થવું જોઇએ એમ સંઘ જીરાને ભારપૂર્વક સૂચન કર્યું.

આ પ્રસંગે લાલા ખેતુરામજી જૈન નવલખાએ જણાવ્યું કે જે મહાપુરુષની જન્મજયંતિ આજ આપણે ઊજવી રહ્યા છીએ તે મહાપુરુષ આપણી નજીક આવેલ લહેરાગામમાં જન્મ્યા હતા અને અહીં ઉછર્યાં અને બાલ્યાવસ્થા ગાળી વિરાગી થયા. દીક્ષા લઇ આપણને સત્ય ધર્મ બતાવ્યો એટલું જ નહિ પણ અનેક મોટા ગ્રંથો રચી જૈન અજૈન જનતા ઉપર મહાન ઉપકાર કર્યો. એ મહાપુરુષની સ્મૃતિ માટે આપણે જેટલું કરીએ તેટલું ઓછું છે પરંતુ મને જણાવતાં અતિ હર્ષ થાય છે કે અહિંની મ્યુનિસિપાલિટીએ આજે સર્વાનુમતે ઠરાવ કર્યો છે કે જૈન મંદિરની પાસે આવેલ ચોકનું નામ આજથી **શ્રી આત્માનંદ જૈન ચોક** અને જે ફળીયામાં તેઓશ્રી ઊછર્યા હતા તેનું નામ **શ્રી આત્માનંદ જૈન સ્ટ્રીટ** રાખવું અને એ નામના બોર્ડો પણ લગાવી દેવામાં આવ્યા છે. આ આપણા માટે–આપણા સમાજ માટે ગૌરવની બિના છે.

શ્રી આત્માનંદ જૈન ગુરુકુલ–પંજાબના વિદ્યાર્થીઓના મનોહર ગુરુસ્તુતિના ભજનો થયા બાદ અગિયાર વાગે જયનાદોની સાથે સભા વિસર્જન થઈ હતી.

બપોરના શ્રી આત્માનંદ જૈન ચોકમાં આવેલ શ્રી ચિંતામણિ પાર્શ્વજિન મંદિરેથી સમારોહપૂર્વક વરઘોડો ચઢયો હતો.

રાત્રિના આઠ વાગે લાલા શ્રાવણમલ અગ્રવાલની ધર્મશાળામાં, લાલા સાધુરામજી મ્યુનિસિપાલિટી કમિશ્નરની અધ્યક્ષતામાં જાહેર સભા ભરાઇ હતી, પંડિત હંસરાજજીએ મનોરંજક પ્રવચન કર્યું હતું અને ડો. નરેન્દ્રસંગ જોહરની ગુરુસ્તુતિથી અને ભજનમંડળીના ભજનથી જનતા રંજિત થઇ હતી. ૧૧ વાગે સભા વિસર્જન થઇ હતી.

વદિ ૨ ના રોજ તે જ ધર્મશાળામાં આચાર્યશ્રીના તાત્ત્વિક ઉપદેશ બાદ શ્રીયુત બાબુરામજી જૈન એમ. એ. પ્લીડરે સ્વર્ગવાસી ગુરુદેવની કેટલીક અપૂર્વ જીવનઘટના સંભળાવી. ત્યાર પછી ભજનમંડલીના ભજનો બાદ સભા વિસર્જન થઇ.

બપોરના આચાર્ય મહારાજની, સ્વર્ગસ્થ ગુરુદેવના લહેરાગામમાં સ્મૃતિચિહ્ન રાખવાની, આજ્ઞાને અમલમાં મૂકવા શ્રી જીરા સંઘની મીટિંગ મળી અને તેમાં સર્વાનુમતે નિર્ણય કર્યો કે 'ન્યાયાંભોનિધિ જૈનાચાર્ય શ્રીમદ્ વિજયાનંદસૂરીશ્વરજી મહારાજના સ્મરણાર્થે લહેરાગામમાં બે કનાલ જમીન ખરીદી તેઓશ્રીનો કીર્તિસ્તંભ બનાવવો અને શ્રી આત્માનંદ જૈન પાઠશાળાની સ્થાપના કરવી. આ બંને કાર્યો આચાર્યજી સમક્ષ જલ્દીમાં જલ્દી કરવા તેમ ઠરાવવામાં આવ્યું. બે કનાલ જમીનની કિંમત લાલા નથુશાહજી બાબુરામજીએ આપવાની જાહેર કરી. આ પ્રમાણે નિર્ણય કરી શ્રી સંઘ આચાર્યશ્રીજીની સેવામાં ઉપસ્થિત થઇ, ઉપર જણાવેલ બંને કાર્ય માટે આચાર્યશ્રીજીને વિનંતિ કરી અને મહાવીર જયંતિ અત્રે સમારોહપૂર્વક ઊજવવા આગ્રહ કર્યો.

આચાર્યશ્રીજીએ ઉત્તર આપતાં ફરમાવ્યું કે શ્રી મહાવીર જયંતિ રાયકોટ ઊજવવવા મારી ભાવના છે. ઉપરોક્ત બંને કાર્યોમાં મારી હાજરીની ખાસ કંઇ જરૂર નથી, પરંતુ સમાધિની પ્રતિષ્ઠા અને કીર્તિસ્તંભના ઉદ્ઘાટન સમયે અવસર હશે તો હું હાજર થઇ જઇશ.

રાત્રિના આઠ વાગે શ્રી આત્માનંદ જૈન ચોકમાં લાલા ગુરુદાસરાયની અધ્યક્ષતામાં જાહેર સભા થઇ.

પંડિત હંસરાજજીએ સમયોચિત પ્રવચન કર્યું. શ્રીપાલે ગુરુદેવનું પદ્યમાં જીવનચરિત્ર સંભળાવ્યું. શાયર મહમદ અકરમ, શિવદર્શનલાલ ગુપ્તા અને બલવંતરાય પ્રુશતરે ગુરુદેવ તેમજ આચાર્ય મહારાજની સ્તુતિઓ ગાઇ સંભળાવી. સભા રંજિત કરી. બાદ અધ્યક્ષ મહોદયે જન્મજયંતિ નાયકના ગુણોનું અનુકરણ કરવા અને મહાઇ રાખવા મનનીય ભાષણ કર્યું. બાદ સભા વિસર્જન થઇ.

આ પ્રસંગનો લાભ લેવા પટ્ટી, કસુર, લુધીયાના, રાયકોટ, ગુજરાંવાલા આદિથી ભાવિકો આવ્યાં હતા.

**બનખંડી**—આચાર્યમહારાજ જીરા નગરમાં શાસનપ્રભાવના કરાવી મહાવીર જયંતિ રાયકોટ ઉજવવાની હોવાથી ચૈ. સુ. છટ્ઠે વિહાર કરી **બનખંડી** પધાર્યાં રસ્તામાં ચાલતા ઘણા ભાવિકો સાથે હતા. તે વખતે આચાર્યશ્રીજીએ લાલા ખેતુરામજી જૈન નવલખા અને લાલા સુંદરદાસજી જૈન નવલખા તેમજ લાલા સંતરામજી જૈન નવલખા અને એઓના સુપુત્ર લાલા વેણીપ્રસાદ જૈન નવલખાને કંઇ કારણસર પરસ્પર વૈમનસ્ય હતું તે દૂર કરાવી સંપ કરાવ્યો. આથી સૌ ખુશી થયા અને બોલ્યા કે–ગુરુદેવ! આ શુભ ઘડીની અમો વાટ જ જોઇ રહ્યા હતા તે આ તકે આવી જ ગઇ. આચાર્યશ્રી બનખંડીથી મોગા પધાર્યા. અહીં આંખોનું સરકારી હોસ્પિટલ છે સુપ્રસિદ્ધ ડૉ. પ્રેમનાથજી માયાળુ અને સેવાભાવી છે, અહીં એક દિવસ વધુ રોકાઈ, નગરનિવાસીઓને ઉપદેશામૃતનું પાન કરાવી આચાર્યશ્રીજી આદિએ ડૉ. પ્રેમનાથજીને આંખો દેખાડી. આચાર્યશ્રીજીની ડાબી આંખમાં મોતીયો ઉતરી રહેલ છે. એના માટે દવા આપી છે. પં. શ્રી સમુદ્રવિજયજીને ડાબી આંખમાં મોતીયો ઉતરવાની શરુઆત થઈ છે અને નાખુન (વેલ) ઉતરી આવેલ હોવાથી તાત્કાલિક ઓપરેશન કરાવવું પડશે.

**રાયકોટ**—આચાર્યશ્રીજી મોગાથી વિહાર કરી **બૂહરમલ્લાં, બસીઆમાં** ધર્મોપદેશામૃતનું પાન કરાવતાં ચૈત્ર શુદિ બારસે રાયકોટ પધાર્યા. બસીયા રાયકોટથી ચાર માઇલ જ હોવાથી આખો દિવસ રાયકોટના ભાઇઓની આચાર્યશ્રીજીના દર્શનાર્થે આવ-જાવ રહી હતી. એ સર્વનું તથા જીરાથી આવેલ શ્રી આત્માનંદ જૈન યુવક મંડળ આદિનું આતિથ્ય લાલા કસ્તૂરીલાલજી ક્ષત્રિએ પ્રેમપૂર્વક કર્યું હતું.

લાલા કુંદનલાલજી, તારાચંદજી, લાલચંદજી, ચાંદનમલજી વિગેરે અગ્રવાલ આગેવાનો તો વહેલાં જ બસીયા પહોંચી ગયા હતા અને ઘણા ભાવિકો માર્ગમાં જ મળતા ગયા.

આચાર્યશ્રીજીનો દબદબાભર્યા સામૈયા સાથે નગરપ્રવેશ કરાવ્યો.

આચાર્યશ્રીજી શ્રી આત્માનંદ જૈન ઉપાશ્રયમાં પધારતા સ્વાગતના ગાયનો ગવાયા અને એક ક્ષત્રિય ભાઇએ નગરનિવાસીઓ તરફથી આચાર્યશ્રીનો ફરી દર્શન દેવા બદલ આભાર માનતાં આચાર્યશ્રીજીએ શાસનપ્રભાવનાના કરેલાં કાર્યોની પ્રશંસા કરી હતી.

બપોરે નૂતન તૈયાર થયેલ ભવ્ય દહેરાસરમાં પૂજા ભણાવી રાતના લાલા રૂડામલજી અગ્રવાલની ધર્મશાળામાં જીરાનિવાસી શ્રીયુત બાબુરામજી જૈન એમ. એ. પ્લીડરની અધ્યક્ષતામાં જાહેર સભા ભરાઇ, ભજનમંડળીઓના ભજનો અને ભાષણો થયાં.

**શ્રી મહાવીર જયંતિ**—ચૈત્ર સુદિ તેરસ સોમવારનો દિવસ શ્રમણ ભગવાન શ્રી મહાવીરસ્વામીનો જન્મકલ્યાણક દિવસ હતો. ભજનમંડળી અને કીર્તનમંડળે પ્રભુસ્તુતિ ગાતા પ્રભાતફેરી કરી હતી.

આઠ વાગે આત્માનંદ જૈન ઉપાશ્રયથી શ્રી સંઘ સહિત આચાર્યશ્રીજી આદિ દહેરાસરે દર્શન કરી લાલા રૂડામલજી અગ્રવાલની ધર્મશાળાએ પધાર્યાં.

આચાર્યશ્રીજીની અધ્યક્ષતામાં જાહેર સભા થઇ. પ્રથમ આચાર્યશ્રીજીએ વીરઃ સર્વસુરાસુરેન્દ્ર

**મહિતો** એ શ્લોકથી મંગલાચરણ કર્યું અને પ્રાસંગિક વિવેચન પણ કર્યું. ભજનમંડલીઓના મનોહર ભજનો અને શ્રીયુત બાબુલાલજી જૈન એમ. એ. પ્લીડરનું સુંદર ભાષણ થયું. આચાર્યશ્રીજીએ શ્રમણ ભગવાન શ્રી મહાવીરસ્વામીના જીવન વિષયમાં સુંદર મનનીય પ્રકાશ પાડ્યો હતો.

બપોરે સમારોહથી વરઘોડો ચઢ્યો હતો. માલેરકોટલાના કાષ્ઠના સિંહો અને હાથીવાળા રથમાં શ્રી શાંતિનાથ પ્રભુની પ્રતિમા બિરાજમાન કરી હતી. આ પ્રતિમા ખંભાતના ઝવેરીવાડાના દહેરાસરમાંથી ઝવેરી મોતીલાલભાઇએ ટ્રસ્ટીઓની સંમતિથી અંબાલા સિટી પંજાબના શ્રી સંઘને આચાર્યશ્રીની ભલામણથી રથયાત્રાના માટે સાદર ભેટ કરેલી છે. પંજાબમાં ઘણા શહેરોમાં રથયાત્રા માટે આ પ્રતિમા લાવવામાં આવે છે. રાતના લાલા ખેતુરામજી જૈન નવલખા જીરાનિવાસીની અધ્યક્ષતામાં જાહેર સભા ભરાઇ. હંસરાજજી શાસ્ત્રીનું મનનીય ભાષણ થયું.'

લુધીઆના, માલેરકોટલા, જગરાંવા આદિ શ્રી સંઘોના વિનંતિઓ થઇ. બાદ બેન્ડવાજાઓની સાથે આચાર્યશ્રીજી આદિ દહેરાસરે દર્શનાર્થે પધાર્યા.

અત્રે નવીન બનતું દહેરાસર ભવ્ય અને દર્શનીય છે. જોનારનું મન પ્રસન્ન થાય છે. અહીં થોડા દિવસની સ્થિરતા બાદ આચાર્ય મહારાજશ્રી વિહાર કરશે.

---

## મુંબઇ, શ્રી આત્માનંદ જૈન સભા.

મુંબઇની શ્રી આત્માનંદ જૈન સભાની વ્યવસ્થાપક સમિતિની એક સભા શ્રી જૈન સ્વયંસેવક મંડળની ઓફિસમા તા. ૮-૩-૪૨ના રોજ શેઠ ફૂલચંદભાઇ શામજીના પ્રમુખસ્થાને મળી હતી, જેમાં રિપોર્ટ તથા હિસાબ રજૂ કરવામાં આવ્યો હતો જે સર્વાનુમતે પસાર થયો હતો. ચૈત્ર શુદિ ૧ના આચાર્ય શ્રીમદ્ વિજયાનંદસૂરિ મહારાજની જયંતિ ઊજવવાનું ઠરાવ્યા બાદ સભા વિસર્જન થઇ હતી.

---

## મુંબઈમાં આ. શ્રીમદ્ વિજયાનંદસૂરીશ્વરજી મહારાજનો ઊજવાયેલો જન્મ શતાબ્દિદિન.

મુંબઇની શ્રી આત્માનંદ જૈન સભાના આશ્રયે શ્રી ગોડીજી મહારાજના ઉપાશ્રયે પંન્યાસજી પ્રીતિવિજયજી ગણિવરની અધ્યક્ષતામાં ચૈત્ર શુદિ ૧ મંગળવારના રોજ પૂજ્યપાદ આચાર્ય મહારાજ શ્રીમદ્ વિજયાનંદસૂરીશ્વરજી મહારાજનો જન્મશતાબ્દિ દિન ઊજવવા માટે જૈનોની જાહેર સભા મળી હતી.

ઉપરોક્ત સભાના મંત્રીશ્રી વાડીલાલ શાહ, શ્રી મોતીચંદ ગિ. કાપડીયા, મોહનલાલ દીપચંદ ચોકસી તથા પ્રમુખસ્થાનેથી પં. શ્રી પ્રીતિવિજયજી મહારાજના પ્રવચનો થયા હતા અને આચાર્યવર્યના કાર્યોની પ્રશંસા કરતાં તેઓશ્રીના બાકી રહેલા કાર્યો પૂર્ણ કરવા સૂચન કર્યું હતું. બાદ સભા વિસર્જન થઇ હતી.

---

## પાડગોલમાં–નવપદ આરાધન.

આચાર્ય શ્રી વિજયલલિતસૂરિજી મહારાજની અધ્યક્ષતામાં પાડગોલમાં શ્રી નવપદ ઓળીનું આરાધન સમારોહપૂર્વક કરવામાં આવ્યું હતું અને ઘણા શ્રાવક-શ્રાવિકાઓએ સારી સંખ્યામાં ભાગ લીધો હતો અને ઓળી નિર્વિઘ્ન પૂર્ણ થઇ હતી. ચૈત્ર શુદિ ૧૩ના રોજ શ્રી મહાવીર જયંતિ ઊજવી હતી.

---

## દહેગામમાં અષ્ટાહ્નિકા મહોત્સવ.

આ. શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજના પ્રશિષ્ય આ. શ્રીમદ્ વિજયઉમંગસૂરિજી મહારાજના સદ્‌ઉપદેશથી તેઓશ્રીની અધ્યક્ષતામાં પાલુંદ્રાનિવાસી શા ચીમનલાલ છોટાલાલ તરફથી દેહગામમાં વૈશાખ શુદિ ૫થી શ્રી અષ્ટાહ્નિકા મહોત્સવ સમારોહપૂર્વક ઊજવવામાં આવશે અને તેને માટે ત્યાંના સંઘે આચાર્યશ્રીને દહેગામ પધારવા આમંત્રણ કર્યું છે.




પુસ્તક ૩૯ મું આત્મ- સં ૪૬ અંક ૧૦ મો
વીર સં ૨૪૬૮ વૈશાખ : વિક્રમ સં. ૧૯૯૮ મે

## ગુરુદેવ-સ્મરણ.

(કવ્વાલી)

સમજાયે ના ગતિ ન્યારી દિવ્યાત્મન્! ગુરુજી, ગુરુજી, ગુરુજી
મૂંઝાયે મતિ અતિ અભાગી, પ્રેમાત્મન્! ગુરુજી, ગુરુજી, ગુરુજી. ૧

સુષમણાનો દંડ બનાવું, ઇડપિંગલા બાંધું તારા,
હર નાડી-તાર ગાઉં, દેવાશી! ગુરુજી, ગુરુજી, ગુરુજી ૧.

આનંદમય જ્યોત્સના પ્રકાશી, જે જ્ઞાનચંદ્રે ઉદ્ભવી;
એમ ઉરમાં આવી પ્રકાશો જ્ઞાનેન્દુ! ગુરુજી, ગુરુજી, ગુરુજી ૨

ઓમ્કારકેરી ધૂનમાં, મગ્ન બ્રહ્માનંદમાં;
આનંદે અદ્વય વારા, આનંદી ગુરુજી, ગુરુજી, ગુરુજી ૩

ઉરના સિંહાસનો સૂના પધારો ગુરુજી!,
પ્રેમથી આપ, ચરણે દિલ મારો ગુરુજી, ગુરુજી, ગુરુજી ૪

કરુણા કરી ગુરુ, જ્યોતિર્મય પ્રકાશ્યા,
હેમેન્દ્ર હર્ષ ના સમાતા હર્ષમૂર્તિ! ગુરુજી, ગુરુજી, ગુરુજી ૫.

રચયિતા—મુનિશ્રી હેમેન્દ્રસાગરજી મહારાજ.

# सिंहान्योक्ति:

शार्दूलविक्रीडित वृत्त.

कः कः कुत्र न घुर्घुरायितघुरीघोरोघुरेच्छुकरः ।
कः कः कं कमलाकरं विमलकं कर्तुं करि नोद्यतः ॥
के के कानि वनान्यरण्यमहिषा नोन्मूलये युर्यतः ।
सिंहीस्नेहविलासबद्धवसतिः पंचाननौ वर्तते ॥ १ ॥

ગુણગ્રાહક–સારશોધક વહાલા વાચક બન્ધુઓ !

આ વિશાળ દુનિયાદારી એ જ એક અનુભવજ્ઞાનની નિત્ય નિશાળ છે. તત્વ-ગ્રાહી બુદ્ધિએ અવલોકન કરવાથી જ્ઞાન સાથે ગમ્મત પણ પ્રાપ્ત થાય છે. આખા વિશ્વમાં નાની–મોટી અનેક સંસ્થાઓ ચાલી રહી છે, તેમાં ગૃહપતિ–ઘરધણીથી તે ઠેઠ મહાન્ રાજ્યાધિકાર સુધીનો સમાસ થાય છે. એ સંસ્થાઓના સંરક્ષકો–સંચા-લકો–અધિષ્ઠાતાઓ જ્યાં જ્યાં ને જ્યારે જ્યારે પોતાની કર્તવ્યતાને ( મોહવશ, વૈભવવશ કે ભયવશ વગેરે વગેરે કારણોથી ) ભૂલે છે, ત્યારે એ સંસ્થાની શી શી અવનતિ કે દુર્દશા થાય છે તેનું સુંદર ચિત્ર કોઇ કવિ, કલમરૂપી પીંછીથી નીચે પ્રમાણે ખડું કરે છે.

બળવાનોમાં અગ્રગણ્ય ગણાતો કોઇ સમર્થ સિંહ પોતાની વન–વાટિકામાં સિંહી-( નિજ પત્ની )ના પ્રેમપાશમાં મોહનિદ્રા સેવી રહ્યો છે. તેને જાગૃત કરવા નીચે પ્રમાણે સંબોધન કરે છે.

હો ! મૃગાધિરાજ ! ઊઠ ! અને જરા આંખ ઉઘાડી તારા વન–પ્રદેશની છિન્ન-ભિન્ન થઇ રહેલી સ્થિતિ તો જો ! ! ! અરે આ ક્ષુદ્ર ડુક્કરો નિર્ભયપણે પોતાની કર્ણકઠોર વાણી ( ઘૂરરર ઘૂરઘૂર ઇત્યાદિ ) આમતેમ સ્વચ્છંદપણે બોલીને ઘૂમી રહ્યા છે. વળી આ મદોન્મત્ત હાથીઓ ( કે જે તારી ગિરિકંદરા ગજાવતી ત્રાડ સાંભળતાં જ દૂરદૂર ભાગી જાય છે ) તે તારા પ્રદેશમાં આવેલાં વિમળજળ ભરિત સરો-વરમાં પેસી મસ્તાનપણે બધુંય પાણી ડોળી રહ્યા છે ! અરે ! આ તરફ તો આ નિરંકુશ બનેલા વનના પાડાઓ વાટિકામાં આવેલા કુમળા–લીલા છોડોને થડમૂળ-

માંથી ઉખેડી પાડવા મંડ્યા છે! માટે ત્યજ મોહનિદ્રા ઓ પશ્વાધિપતિ! જાગ! ઊઠ! અને તારું કર્તવ્ય બજાવવા એક ભવ્ય ગર્જના કર!!! તારું પરાક્રમ તો જગજાહેર અજબ-અનોખું છે, પણ તું કર્તવ્યભ્રષ્ટ થયો છે, તેથી આ ક્ષુદ્ર પશ્વાદિ ચોતરફ સ્વચ્છંદાચાર વર્તાવી રહ્યાં છે સિંહરાજ! તુ નિશ્ચય જાણજે કે સમર્થમાં શિરોમણિ ગણાતા હરકોઈનું સ્વામિત્વ આ પ્રમાણે અધઃપતન જ પામે છે "કર્તવ્ય ભૂલે તે જરૂર ડૂલે."

શાણા સજ્જનવરો! આ અન્યોક્તિ દુનિયાદારીનાં હરેક કામકાજને અક્ષરશઃ લાગુ પડે છે. જેઓ જેઓ જ્યારે જ્યારે સ્વકર્ત્તવ્યથી ભ્રષ્ટ થાય છે ત્યારે તે મંસ્થાની આ પ્રમાણે જ સ્થિતિ થાય છે એકલુ અંગબળ જ કાંઈ વિજયપ્રદ થતું નથી સત્તા-બળ વગેરે સંપત્તિ સાથે "નેક કર્તવ્યનિષ્ઠા" હોય, તો જ યશ અને જય એ બે માનવજીવનનાં અમૃતફળો પ્રાપ્ત કરી શકાય છે.

તા. ૨૩-૪-૪૨ ગુરુવાસર
વડવા ભાવનગર.

લિ. સમાજહિતચિંતક
રેવાશંકર વાલજી બધેકા-ધર્મોપદેશક

---

## ધર્મરક્ષક-વિજયાનંદસૂરીશ્વરજી.

(ગજ કોઈ વસંત લ્યો—એ રાગ)

અજબ એક સાચા ગુરુ, સાચા ગુરુ,
જેની વાણીમાં ગર્જના મધુરી—અજબ...ટેક
ધર્મરક્ષક વિજયાનંદ ગુરુ,
સર્વ શાસ્ત્રે પ્રવીણ, દિવ્ય સૂરિ—અજબ૦ ૧
જેણે પૂજાની ધૂન શી જગાવી,
શબ્દે શબ્દે સંગીત ધૂન પૂરી—અજબ૦ ૨
જૈન ભાવના રેલાવી પંજાબે,
આત્મારામે જૈન શક્તિ અધૂરી—અજબ૦ ૩
ધર્મપરિષદે ઘોષ જેનો ગાજ્યો,
જેની શાસ્ત્રાર્થે વાચા શૂરી—અજબ૦ ૪
શ્રેષ્ઠ આચાર્ય અજિત ગવાયા,
અને હેમેન્દ્ર શાસન ધૂરી—અજબ૦ ૫

રચયિતા—મુનિશ્રી હેમેન્દ્રસાગરજી મહારાજ.

# સુખ-દુઃખ વિચારણા.

લે: આ. શ્રી વિજયકસ્તૂરસૂરિજી મહારાજ.

મુસાફરીના સાથી મુસાફરને પૂછે છે કે તમારા શરીરે ઠીક છે કે? એમ પૂછતાં મુસાફરને નવાઇ લાગે છે અને વિચારમાં પડે છે કે કોઇ એમ કેમ નથી પૂછતું કે તમારા કપડાંને ઠીક છે? તમે કોઇક વખત તમને એમ પૂછતાં સાંભળ્યું છે કે તમારા ઘરેણાંને કેમ છે? તમારા ઘરને કેમ છે? કારણ કે શરીર જડ છે તેવી જ રીતે આ બધું પણ જડ છે. જડ વસ્તુને ઠીક શું અને અઠીક શું? જડનો સ્વભાવ સડવું, પડવું અને નાશ પામવું છે તો પછી એના માટે કાંઇ પૂછવાનું પણ રહેતું નથી. આત્માને માટે પૂછવાની આવશ્યકતા ખરી? તમારા આત્માને મોહ તો મૂંઝવતો નથી? અંતરાય તો નડતો નથી? અશાતા તો હેરાન કરતી નથી? વિગેરે વિગેરે. વેદનાર તો આત્મા છે; દેહ નથી. વેદવું એટલે જાણવું. આને ઘણી જ વેદના થઇ રહી છે એટલે અશાતાના ઉદયને સારી રીતે જાણે છે. વેદના એટલે જેને પીડા કહેવામાં આવે છે તે નહિ, પણ વિદ્ ધાતુ જાણવાના અર્થમાં છે. તેનાથી વેદના શબ્દ બને છે. વેદના, પીડા અને દુઃખ આ ત્રણે શબ્દ એક જ સ્થિતિ જણાવનારા દુનિયામાં મનાય છે. હવે આપણે વિચાર કરીએ કે દુઃખ જેને કહેવામાં આવે છે તે શું વસ્તુ છે? પીડા શું વસ્તુ છે? પોતાની સમજ પ્રમાણે જે માણસ જે વસ્તુને અત્યંત પ્રતિકૂળ માને તે વસ્તુ તેના માટે દુઃખદાયી છે. તે વસ્તુના નિમિત્તથી તેના ભાવોમાં અણગમો રહે છે, અરુચિ રહે છે અને જે વસ્તુ અત્યંત અનુકૂળ હોય તે વસ્તુથી તેના ભાવોમાં આનંદ તથા સુખ વર્તે છે.

અશાતાના ઉદયથી અથવા આપણને ગમતી વસ્તુનો વિયોગ થવાથી કે અણગમતી વસ્તુનો સંયોગ થવાથી આપણે દુઃખ માનીએ છીએ ત્યારે જ્ઞાની પુરુષો આપણા દુઃખના નિમિત્તોમાં સુખ માને છે અર્થાત્ અજ્ઞાનીઓમાં દુઃખના સાધનો જ્ઞાનીઓને સુખ આપનારાં થઇ પડે છે ને અજ્ઞાનીઓના સુખનાં સાધનો જ્ઞાનીઓને દુઃખરૂપ થઇ પડે છે.

સંસારમાં જેને સુખ તથા દુઃખ કહેવામાં આવે છે તે પ્રતિકૂળતા તથા અનુકૂળતાને છોડીને કોઇ ખાસ વસ્તુ નથી; કારણ કે માનવામાં આવતા સુખ-દુઃખ કોઇપણ દ્રવ્ય નથી તેમજ કોઇપણ દ્રવ્યનો ખાસ ગુણ પણ નથી. જડ ચૈતન્યના સંયોગથી ઉત્પન્ન થયેલો વિકાર છે, અને તે જડ ચૈતન્યનો વિયોગ થવાથી નાશ પામી જાય છે કે જેની નિરપેક્ષ ઉત્પત્તિ નથી. પૌદ્ગલિક સુખ દુઃખની નિરપેક્ષ ઉત્પત્તિ છે, માટે જ તેને વાસ્તવિક દ્રવ્ય તથા વાસ્તવિક ગુણમાં ન ગણતાં આત્માની સાથે જડના સંયોગથી થતા આત્માની વિભાવદશા માની છે. તેનો કેવલી અવસ્થામાં કે સિદ્ધાવસ્થામાં નાશ થઇ જાય છે. સાપેક્ષ ઉત્પત્તિ તો વાસ્તવિક વસ્તુ માત્રમાં હોય છે. અર્થાત્ નિત્ય વસ્તુમાં પણ હોય છે અને જો સાપેક્ષ ઉત્પત્તિ-વિનાશ વસ્તુમાં ન હોય તો તે વસ્તુ જ નથી. સિધ્ધાત્માઓમાં જ્ઞેયની અપેક્ષાથી ઉત્પત્તિ-વિનાશ થયા જ કરે છે. જ્ઞેય વસ્તુની ઉત્પત્તિથી જ્ઞાનની ઉત્પત્તિ અને જ્ઞેયના વિનાશથી જ્ઞાનનો નાશ. આત્મા તો ધ્રુવપણે રહે છે. આત્માની ઉત્પત્તિ કે વિનાશ નથી.

આ પ્રમાણે વિચાર કરતાં નિરપેક્ષ ઉત્પત્તિવાળા સુખદુઃખ તે કાંઇ પણ વસ્તુ જ નથી, એમ જ્ઞાની પુરુષો માનતા હોવાથી તેમને તેની કાંઇ પણ અસર થતી નથી. તેઓ તો આત્મ-

સ્વરૂપને જ સુખ માને છે કે જે એક આત્માનો ગુણ છે અને દુઃખ તો વાસ્તવિક કે અવાસ્તવિક કાંઈ પણ વસ્તુ જ નથી.

એક કંગાલ માણસને અણચિંતવ્યો એક લાખનો લાભ થયો એટલે તે પોતાને પરમ સુખી માનીને ઘણો જ ખુશી થયો. એક મહિના પછી કે તરત જ બે લાખનું નુકશાન થયું એટલે તે પોતાને પરમ દુઃખી માની શોકાતુર થયો બતાવો, આ સુખ તથા દુઃખ શું વસ્તુ છે? લાભાંતરાયનો ક્ષયોપશમ અને લાભાંતરાયનો ઉદય સિવાય બીજું કાંઇ પણ નથી અને સુખ-દુઃખ તથા હર્ષ-શોકમાં રતિમોહનીય તથા અરતિ કે શોકમોહનીયના ઉદય સિવાય બીજું કશું ય નથી શુભાશુભ કર્મના ઉદયથી કે ક્ષયથી આત્મામાં ઉત્પન્ન થવાવાળી વિકૃતિને વાસ્તવિક વસ્તુ માનનાર આત્માઓ કેટલી ભૂલ કરે છે? સાપેક્ષ ઉત્પત્તિ વિનાશ અને નિરપેક્ષ ઉત્પત્તિ વિનાશ આ બન્ને સારી રીતે જણાવાથી નિત્યાનિત્ય, વાસ્તવિક અવાસ્તવિક વસ્તુઓ સારી રીતે તેમજ સાચી રીતે ઓળખી શકાય છે. વસ્તુની વાસ્તવિક-યથાર્થ ઓળખાણ થવાથી સાચા સુખનો માર્ગ સરળ થઇ પડે છે. સાપેક્ષ ઉત્પત્તિ વિનાશ એટલે બીજી ઉત્પન્ન થવાવાળી તથા નાશ થવાવાળી વસ્તુની અપેક્ષાથી જે અનુત્પન્ન તથા અવિનાશી વસ્તુમા ઉત્પત્તિ તથા નાશનુ સ્થાપન કરવુ, ઉત્પત્તિ તથા નાશવાળી માનવી, તે ઉત્પત્તિ અને વિનાશ સાપેક્ષ કહેવાય છે જેમકે, આકાશ અખંડ છે, નિત્ય છે, ઉત્પત્તિ વિનાશ વગરનુ છે તે આકાશમા રહેલા પદાર્થો ઘટ, મઠ, પટની ઉત્પત્તિ તથા વિનાશને આશ્રયીને આકાશની ઉત્પત્તિ તથા વિનાશ કહેવાય છે. બાકી તો આકાશ તો એક જ રૂપે રહે છે આત્મા અખંડ છે, નિત્ય છે તે ઘટપટાદિ પદાર્થોની ઉત્પત્તિ તથા વિનાશને આશ્રયીને તેનુ જ્ઞાન ઉત્પત્તિ વિનાશવાળુ કહેવાય છે. બાકી આત્મા તથા જ્ઞાન એક જ રૂપે રહેવાવાળા છે. આ જ પ્રમાણે મૂળ વસ્તુમાં ફેરફાર ન થતાં અન્ય વસ્તુમાં થતાં ફેરફારવાળી માનવી તે સાપેક્ષ ઉત્પત્તિ વિનાશવાળી વસ્તુ કહેવાય છે. જે વસ્તુમાં અન્ય વસ્તુની અપેક્ષા વગર અન્ય ઉત્પત્તિ-નાશવાળી વસ્તુનો આશ્રય લીધા વગર મૂળ વસ્તુમાં ફેરફાર થવો તે નિરપેક્ષ ઉત્પત્તિ વિનાશવાળી વસ્તુ કહેવાય છે. આ નિરપેક્ષ ઉત્પત્તિ વિનાશ અનિત્ય વસ્તુઓમાં થાય છે જેટલી અનિત્ય વસ્તુઓ છે તે બધી સંયોગવાળી હોય છે, વિકારવાળી હોય છે. સંસારમાં બે જ વસ્તુઓ નિત્ય છે બાકી સઘળી અનિત્ય છે શુધ્ધ આત્મા તથા શુધ્ધ પરમાણુ-આ બે નિત્ય છે પુદ્ગલ પરમાણુંઓના સંખ્યાત અસંખ્યાત અનંત પ્રદેશી સ્કંધો અનિત્ય છે. આત્માની સાથે જોડાયેલા કર્મપુદ્ગલોને લઇને આત્મા અનિત્ય છે. એટલે કર્મસંયોગથી થતા આત્માના ભાવો અનિત્ય છે, અવાસ્તવિક છે.

નિરપેક્ષ ઉત્પત્તિવાળા પદાર્થો સંયોગવાળા હોય છે. તે સંયોગ જડની સાથે જડનો સંયોગ અથવા આત્માની સાથે જડનો સંયોગ થાય છે, પણ વિશુધ્ધ આત્માનો સંયોગ સંબંધ થતો નથી, વિશુધ્ધ જડ પરમાણુંનો સંયોગ થાય છે આત્મામા ક્રોધ, માન, માયા, લોભ, સુખ, દુઃખ આદિ નિરપેક્ષ ઉત્પત્તિ વિનાશવાળા હોય છે ઘટપટાદિ પદાર્થો નિરપેક્ષ ઉત્પત્તિવાળા હોય છે માટે જ નિરપેક્ષ ઉત્પત્તિવાળા પદાર્થો સઘળા ક્ષણિક છે વાસ્તવિકમા કોઈ વસ્તુ નથી પણ સંયોગથી ઉત્પન્ન થયેલો એક પ્રકારનો વિકાર છે અને જે વિકાર છે તે ક્ષણ ક્ષણમાં બદલાયા કરે છે.

મહાપુરુષોના અનુભવ પ્રમાણે સુખદુઃખ કોઇ વસ્તુ નથી. કર્મસંયોગથી થતી આત્માની વિકૃત દશા છે આ વિકારરૂપ સુખને મેળવવા અને વિકારરૂપ જ દુઃખને દૂર કરવા સંસારવાસી

જીવો અનેક પ્રકારના ઉપાયો રચે છે, પણ તે સઘળા વ્યર્થ છે. અનુકૂળ જડોનો સંયોગ અને પ્રતિકૂળ જડોનો વિયોગ ઇચ્છતાં અનંતો કાળ ગયો ને અનંતો કાળ જશે. અનંતી વખત જડની અનુકૂળતા પ્રાપ્ત થઇ છતાં કાંઇપણ કાર્ય-સિધ્ધિ થઇ નહિ. અનંતા ક્ષુદ્ર ભવોમાં કપાતાં, છુંદાતાં, છેદાતાં, ભેદાતાં, વટાતાં, દળાતાં, દારુણ દુઃખો સહીને માનવી બન્યા તોયે જડ જગતનો મોહ છૂટ્યો નહિ એટલે જીવને પાછી તેની તે જ દારુણ દુઃખો સહન કરવાની દશા કાયમની કાયમ રહી. જીવ અહિંયા દુઃખથી પ્રતિકૂળતાથી ડરે છે પણ એ જ મહાન્ દુઃખો કયાં છૂટી ગયાં છે ? જડના સંગીને સુખ કયાંથી ? જડના ઉપાસકને તે સહજાનંદ મળે ખરો ? કાદવમાં ને વિષ્ટામાં આળોટનારને શુધ્ધિ ને પવિત્રતા શેની ? જીવ પોતે મોહના દબાણથી ગમે તેમ માની લે કે મને અમૂક જડ અનુકૂળ છે, પણ જડ કોઇ પણ કાળે જીવને અનુકૂળ થાય ખરું ? શત્રુ કોઇ કાળે અનુકૂળ થઇ આનંદ આપે ખરો ? માનવ-જીવનમાં પાંચ પચીશેક વર્ષ મોહના ગુલામ થઇને આપણે માની લઇએ કે અમે સુખી છીએ, અમારી પાસે ધનસંપત્તિ છે, અમારી પાસે સુખનાં બધાં ય સાધનો છે. અમારે હવે કોઇ પણ વસ્તુની જરૂરત નથી. આમ ને આમ જડની દુનિયામાં વિચરીને અનેક પ્રકારના અપરાધો આંખ મીંચીને કરી લઇએ પણ કાળ પવનનો સપાટો વાગતાં જ જીવનદીપક બુઝાઇ જવા દો. પછી જુઓ અંધારામાં શું દશા થાય છે ? એ બધાં ય સુખનાં સાધનો અને ધન-સંપત્તિ આપણને કેટલો આનંદ તથા સુખ આપે છે. ગર્ભની અનેક પ્રકારની યાતનાઓ, સંમૂર્છિમપણે અનંતીવાર થતાં જન્મમરણનાં દુઃખો, અત્યંત પ્રતિકૂળ જડના સંયોગવાળા નારકના ત્રાસ. શું સઘળાં ય નાશ પામી ગયાં છે કે જીવો નિશ્ચિંત બની મળેલા માનવજીવનને પ્રમાદથી ખોઇ રહ્યા છે ? શું મનુષ્યો એમ માની બેઠા છે કે માનવજીવન એટલે મુક્તિ અથવા તો માનવજીવન પછી-માનવજીવનના અંત સાથે જ સર્વ આપત્તિ-વિપત્તિઓનો પણ અંત આવી જઇ જન્મ-જરામૃત્યુથી મુક્ત જ થવાના ?

જો આવી વિચારણા ન હોય તો આટલી નિર્ભયતા તથા આટલી નિશ્ચિંતતા ન હોય. જેઓ માનવજીવન પછી તરત જ મુક્ત થવાના હોય છે તેમને આટલી નિશ્ચિંતતા, નિર્ભયતા કે પ્રમાદ હોતો નથી તો પછી જેનું કાંઇ પણ ઠેકાણું નથી તેને આટલું નિશ્ચિંત કે નિર્ભય રહેવું કેમ પાલવે ? માટે વિકાસી પુરુષોના પગલે ચાલીને મિથ્યા સુખદુઃખથી મુકાઇ જઇને આત્મગુણસ્વરૂપ સાચું સુખ મેળવી લેવું જોઇએ.



## કષાય જય.

ઉચ્છૃંખલ થયેલા ક્રોધ અને માન, તથા વૃદ્ધિંગત થયેલાં માયા અને લોભ એ ચાર મલિનવૃત્તિઓ પુનર્જન્મરૂપી વૃક્ષના મૂળની સિંચક છે. ક્રોધથી પ્રીતિ નાશ પામે છે, માન વિનયનો નાશ કરે છે, માયા મિત્રોનો નાશ કરે છે અને લોભ સર્વનો નાશ કરે છે. શાંતિ વડે ક્રોધને હણવો, મૃદુતાથી માનને જીતવું, માયાને ઋજુતાથી જીતવી અને લોભને સંતોષથી જીતવો.

સંગ્રાહક ને યોજક • મુનિશ્રી પુણ્યવિજય (સંવગ્નપાક્ષિક)

# તાત્વિક ઉપદેશ વચનો.

( ગતાંક પૃષ્ઠ ૨૨૧ થી શરૂ )

૩૬. વિંશસ્થાનકાદિ તપ શક્તિના અભાવે નહિ કરવાથી અતિચાર લાગે નહિ, ગુણાધિકની પ્રશંસા ફરજિઆત હોવાથી તે નહિ કરનારને અવશ્ય અતિચાર લાગે

૩૭. અંગોપાંગની સુંદરતા એ જ અંગની સુંદરતાની જડ છે એ વાતને સમજનારો મૂળ ગુણના પાલનની માફક જ ઉત્તર ગુણ-પાલનમા કટિબદ્ધ થાય. ઉત્તર ગુણોનુ દુર્લક્ષ્ય મૂળ ગુણના દુર્લક્ષ્યમાથી જ જન્મે છે અથવા ઉત્તર ગુણોનું દુર્લક્ષ્ય મૂળ ગુણના દુર્લક્ષમા પરિણમે છે. અન્ય બીજા પણ નાના ગુણોની વિરાધનાના પરંપરા • મોટા પાપ તેના પ્રસંગો અને પારાયણો ગણાવ્યા છે તે આ દૃષ્ટિએ વાસ્તવિક છે. એક યુરોપીય વિદ્વાને કહ્યુ છે કે—" જે માણસ નાની વસ્તુઓને ધિક્કારે છે તે ધીમે ધીમે પતિત જ થશે."

૩૮. અનેકાત એટલે કોઈપણ એક વસ્તુને પ્રામાણિકપણે અનેક દૃષ્ટિએ તપાસપૂર્વકનો અનેક દૃષ્ટિઓનો—અપેક્ષાઓનો સમુચ્ચય. આ માત્ર વિચારનો જ વિષય નથી પરતુ આચરણમા પણ તેને સ્થાન છે.

૩૯. ભગવાન મહાવીરનો સ્યાદ્‌વાદનો પાઠ જગતની ભિન્ન ભિન્ન જણાતી વિચાર-સરણીઓને ભિન્ન ભિન્ન અપેક્ષા દૃષ્ટિએ સમન્વયના ધોરણ પર વિચારવાનું શિખવે છે.

૪૦. આ શિક્ષણ જગતના સામ્પ્રદાયિક કલહ-કોલાહલને શમાવવામા અને રાગદ્વેષને ઠારવામાં મહાન્ ઉપયોગી છે

૪૧ સ્યાદ્‌વાદની પાછળ સામ્યવાદનુ રહસ્ય છે. સ્યાદ્‌વાદના અભ્યાસપાઠમા 'અપેક્ષાવાદ' અને સમન્વયવાદ પ્રાધાન્ય ધરાવતા હોઇ એ બન્ને સ્યાદ્‌વાદના જ નામાન્તર થઈ પડ્યા છે.

૪૨. જુદા જુદા મનુષ્યો, જુદા જુદા સંપ્રદાય અને જુદા જુદા દાર્શનિક વિચારો ધરાવતા હોય, તો યે જો તેઓ સદ્‌વિચાર અને સદાચરણ, સહિષ્ણુતા, ઉદારતા; સુશીલતા અને સભ્યતા તેમજ પવિત્ર વર્તન—પ્રવર્તનથી પોતાનો જીવનવિકાસ સાધી રહ્યા હોય તો તે બધા ભિન્નભિન્ન સંપ્રદાયના છતા ધર્મમા એક છે.

૪૩. જેઓએ ઇંદ્રિયોનો જય કરી ક્રોધનો જય કર્યો છે, ક્રોધનો જય કરી મનનો જય કર્યો છે અને મનનો જય કરી જેમના આશય શુભ થઈ ગયા છે અર્થાત્ જેમના હૃદય પૂર્ણ પવિત્ર છે એવા મહાનુભાવ પુરુષો જુદે જુદે ધર્મમાર્ગે પણ પરમાત્મગતિ પ્રાપ્ત કરી શકે છે. ( ઉપરનામા પણ એ જ આશય સમાયેલો જોઈ શકાશે.) (પૂ ઉ. પરમજ્યો પંચવિ૦)

૪૪. ખરેખર સર્વ મુમુક્ષુઓ પરંપરરૂપી રાજ્યનાં સેવકો છે અને કોઈ દૂર અને કોઈ પાસેના સેવકો ભેદ ભેદો મટાડી શકતા નથી. (પૂ ઉ.)

૪૫. જેઓ પરમાત્માના નામ માત્રે કરી ગર્વિષ્ટ બની ગયા છે અને જ્ઞાન માર્ગથી વિમુખ છે તેઓ, ઘૂવડો જેમ સૂર્યને જોઈ શકતા નથી તેમ પરમાત્માને જોઈ શકતા નથી. (પૂ. ઉ.)

૪૬. અનેકાન્તવાદનું મુખ્ય ધ્યેય સંપૂર્ણ દર્શનોને સમાનભાવથી દેખી માધ્યસ્થ્યભાવ પ્રાપ્ત કરવાનો છે. આ જ ધર્મવાદ છે અને આ જ શાસ્ત્રનો મર્મ છે. જેવી રીતે પિતા પોતાના સર્વ પુત્રોની ઉપર સમભાવ રાખે છે તેની માફક અનેકાન્તવાદ સંપૂર્ણ નયોને સમાન ભાવથી દેખે છે. અતએવ જેવી રીતે સઘળી નદીઓ એક સમુદ્રમાં જઇને મળે છે તેમ સઘળા દર્શનોનો અનેકાન્તદર્શનમાં સમાવેશ થાય છે એથી જ જૈન દર્શન સર્વ દર્શનોનો સમન્વય કરે છે. (પૂ. ઉ.)

૪૭. જો આ સાતે નયાદિને—અનેકાન્તવાદને એક બાજુથી જોઇએ તો સ્યાત્ અસ્તિ લાગે છે, બીજી દૃષ્ટિથી જોઇએ તો તે સ્યાત્ નાસ્તિ લાગે છે, વળી અવક્તવ્ય લાગે છે એમ અનેકરૂપે તે દેખાય છે. વળી એ સાતે નયો તેને જુદા જુદા આકારમાં બતાવે છે. આવું તેનું સ્વરૂપ તો કોઈ નિષ્પક્ષ થઇને જુએ તો જ દેખી શકે ને તેવા તો જગતમાં વિરલા જ છે. પોતાના મતમાં આસક્ત હોય તે તેને સમજાવી શકતા નથી, જોઈ શકતા નથી, સત્યને સત્ય ન માનતા પોતાનું સત્ય માનવારૂપ આગ્રહમાં જે મસ્ત બની ગયા હોય તે તેને કેવી રીતે દેખી શકે ? ( આ રીતે આનંદઘનજી મ. ખેદપૂર્વક પોતાના રચેલા પદમાં ભાવ જણાવે છે. )

૪૮. ભગવાન મહાવીર જમાલી પ્રત્યે કહે છે કે—વ્યવહાર અને નિશ્ચય એ ઉભય દૃષ્ટિને આધારે કોઇ પણ માન્યતા સ્થિર કરવામાં આવે અગર પ્રવૃત્તિ રહી શકે. કેવળ વ્યવહાર દૃષ્ટિ પ્રમાણે વર્તતા ભેદ અથવા વિરોધ બુદ્ધિ વધારે કેળવાય અને ટૂંકી દૃષ્ટિ ને ધૈર્ય ખૂટી જતાં સાધ્ય સુધી ન જ પહોંચી શકાય. વ્યવહાર વિનાની કેવળ નિશ્ચયદૃષ્ટિને ખરા અર્થમાં અનુસરતાં નુકસાન થાય, વળી તેમ કરનાર પણ કોઈ એકાદ વ્યક્તિ ભલે તેવી હોય તો પણ સામુદાયિક હિતની સંભાવના ઘણી ઓછી રહે છે. વળી નિશ્ચયદૃષ્ટિના ઓઠા તળે પ્રપંચની જાળો પણ પથરાય અને દંભના પાસા પણ ખેલાય તેથી નિશ્ચયદૃષ્ટિને લક્ષ્યગત રાખી વ્યવહારદૃષ્ટિ અનુસાર વર્તન કરવામાં જ ક્રમિક વિકાસનો વધારે સંભવ છે.

૪૯. જમાલી કેવળ 'કડમાણે કડે' વ્યવહાર દૃષ્ટિને અનુસરતો ભગવાન વ્યવહાર નિશ્ચય ઉભય દૃષ્ટિનું પ્રતિપાદન કરતાં ઉપરોક્ત સંબોધન ભગવાન મહાવીરનું જમાલી પ્રત્યેનું છે.

૫૦. જે વિચારો, જે વચનો અને જે આચરણો આત્માને પોતાના સ્વભાવ ભણી આકર્ષે અથવા સ્વભાવમાં જોડે તે ધર્મ.

૫૧. જે પુસ્તકો—ગ્રંથો આપણને સૌથી વિશેષ ઉત્સાહ આપે, જે આત્માને ઉન્નત થવાને સૌથી વિશેષ નિશ્ચયવાળા બનાવે તથા જેમાં પારમાર્થિક ચિંતન અને આચરણમાં જોડવાને પ્રેરક હોય તે જ ઉત્તમ પુસ્તકો છે.

૫૨. જો તમારા જ્ઞાન અને ચારિત્ર્યનો વિકાસ કરવો હોય તો જ્ઞાનપૂર્વક ગ્રંથો અને

# શ્રી શ્રુતજ્ઞાન.

લેખક—પંન્યાસજી શ્રી ધર્મવિજયજી મહારાજ.

( ગતાંક પૃષ્ઠ ૨૦૪ થી ગરૂ. )

## શ્રુતજ્ઞાન–ક્ષેત્રની અપેક્ષાએ સાદિ–સપર્યવસિત.—

અઢીદ્વીપ-સ્વરૂપ મનુષ્યલોકમા પાંચ ભરત, પાચ ઐરવત અને પાચ મહાવિદેહ એમ પદર કર્મભૂમિક્ષેત્રો છે. સમ્યગ્દર્શનાદિ રત્નત્રયીની આરાધના કરવાપૂર્વક મોક્ષપ્રાપ્તિની યોગ્યતા જે ક્ષેત્રોમા જન્મ લેવાથી પ્રાપ્ત થઇ શકતી હોય અથવા જે ક્ષેત્રોમા *અસિ, મસી અને કસીનો વ્યાપાર હોય તેવા ક્ષેત્રોને સિદ્ધાન્તમા કર્મભૂમિ-ક્ષેત્રો કહ્યાં છે. આ પદર કર્મભૂમિક્ષેત્રો પૈકી પાચ મહાવિદેહક્ષેત્રોમા સદાકાલ તીર્થંકર પ્રભુ હોવાથી શ્રુતજ્ઞાન પણ સર્વદા હોય છે અને પાચ ભરત તથા પાચ ઐરવતક્ષેત્રોમા જ્યા સુધી તીર્થંકર પ્રભુ અને તેઓનુ શાસન વિદ્યમાન હોય ત્યા સુધી શ્રુતજ્ઞાનનું અસ્તિત્વ હોય છે. તીર્થના વિચ્છેદ સાથે શ્રુતજ્ઞાનનો પણ વિચ્છેદ થાય છે. આ ભરતક્ષેત્રમા આ અવસર્પિણીમાં ત્રીજા આરાના પર્યંત પ્રથમ તીર્થંકર શ્રી આદીશ્વર પ્રભુ થયા, ચારિત્રગ્રહણ કરી કેવલજ્ઞાન પ્રાપ્ત થયા બાદ ચતુર્વિધ સંઘરૂપ ધર્મતીર્થની સ્થાપના કરી તેમજ તે જ અવસરે પ્રભુના શ્રીમુખે " ઉપન્નેઇ વા વિગમેઇ વા ધુવેઇ વા " એ ત્રિપદીનુ શ્રવણ કરી બીજબુદ્ધિના નિધાન શ્રી ગણધર મહર્ષિઓએ દ્વાદશાંગીરૂપ શ્રુતની રચના કરી ત્યારથી શ્રુતજ્ઞાનનો પ્રારંભ થયો. ત્યારબાદ અનુક્રમે ચોવીશમા તીર્થંકર શાસનપતિ શ્રી મહાવીર પ્રભુ ચતુર્થ આરાના પર્યન્ત ભાગમાં થયા અને તેઓશ્રીનું શાસન પંચમ આરાના અંતિમ

*અસિ=શસ્ત્રાદિ સામગ્રીવડે યુદ્ધ કરવુ, મસી=શાહી વિગેરેથી નામાઠામાદિનો વ્યવહાર કરવો અને કસી=હળ વિગેરેથી ખેતર ખેડવા

ઉત્તમ ચરિત્રો ધ્યાનપૂર્વક–પરિશીલનપૂર્વક વાંચો તથા તેમાની નીતિ અને આધ્યાત્મિકતાને વર્તનમા ઉતારી જીવનમા મેળવી લેતા શીખો.

૫૩. પદાર્થોનું જ્ઞાન સારામા સારું હોય, પુસ્તકોનો અભ્યાસ વિશાળ હોય, પણ જ્યા સુધી તત્ત્વને તત્ત્વ તરીકે સ્વીકારવા જેટલી ઋજુતા જેઓના અંતરમા જન્મી નથી ત્યા સુધી તેઓનું જ્ઞાન, જ્ઞાન તરીકે જગતના વ્યવહારોમા સંબોધાવા છતા વાસ્તવિક રીતિએ એ જ્ઞાન અજ્ઞાન બની રહે છે એટલે વસ્તુ-પરિચ્છેદક બની શકતું નથી.

૫૪. જે કાર્ય કરવું શક્ય ન હોય અથવા તો તે કરવા પૂરતુ આપણુ વીર્ય ઉત્થાન કહો કે સામર્થ્ય પણ ન હોય, તો તેનો આરંભ જ ન કરવો એ બુદ્ધિનુ પ્રથમ લક્ષણ છે અને આરંભેલા કાર્યનો નિર્વાહ કરવો એ બુદ્ધિનુ બીજું લક્ષણ છે.

૫૫. વ્યવહાર હેતુ વ્યવહાર અને પરમાર્થ હેતુ વ્યવહાર એટલે વ્યવહારના કારણે સેવાતો વ્યવહાર અને પરમાર્થની પ્રાપ્તિ માટે સેવાતો વ્યવહાર એ બેમા ભેદ છે. ભગવાનની આજ્ઞાને આત્મસાત્ કરી આચારમા મૂકાતો વ્યવહાર એ શુદ્ધ વ્યવહાર હોઈ પરમાર્થનું કારણ છે. પહેલો માધ્યસ્થ્યશૂન્ય હોઇ સર્વથા ત્યાજ્ય છે, બીજો આદરણીય છે. (ચાલુ.)

દિવસ સુધી રહેવાનું હોવાથી શ્રુતજ્ઞાન પણ ત્યાં સુધી રહેશે. પંચમ આરાનું કાળપ્રમાણ જે એકવીશ હજાર વર્ષનું જણાવેલ છે તેના છેલ્લા દિવસે પણ **દુપ્પસહસૂરિ** આચાર્ય ભગવંત, **ફલ્ગુશ્રી** નામના સાધ્વી, **નાગિલ** નામા શ્રાવક અને **સત્યશ્રી** નામે શ્રાવિકા એમ ચતુર્વિધ સંઘ અવિચ્છિન્નપણે વિદ્યમાન રહેવાનો છે. તે સાથે **દશવૈકાલિકસૂત્ર**નું ચોથું જે ષડ્જીવનિકાય નામનું અધ્યયન ત્યાં સુધીનું શ્રુત પણ ટકવાનું છે. પંચમ આરાની સમાપ્તિ સાથે ચતુર્વિધસંઘ તેમજ શ્રુતનો પણ અંત થવાનો છે, એ અપેક્ષાએ શ્રુતનો અંત થયો. બાકીના ચાર ભરતક્ષેત્રો તેમજ પાંચ ઐરવત ક્ષેત્રોમાં પણ તે પ્રમાણે શ્રુતજ્ઞાનની આદિ અને શ્રુતજ્ઞાનનો અંત સ્વયં વિચારી લેવો.

અહિં એક બાબત ધ્યાનમાં રાખવાની છે કે જ્યારે જ્યારે તીર્થંકર મહારાજા કેવલજ્ઞાન પ્રાપ્ત કરે તે તે અવસરે તેમના શાસનની શરુઆત થાય, તે વખતે તે તીર્થંકર મહારાજની દ્વાદશાંગીની અપેક્ષાએ શ્રુતજ્ઞાનની પણ આદિ ગણાય અને જ્યારે તે તીર્થંકર મહારાજાના શાસનની **સમાપ્તિ** થાય તે અવસરે તે તીર્થંકરના શાસનકાળમાં પ્રવર્ત્તમાન શ્રુતજ્ઞાનનો પણ અંત થાય અર્થાત્ પ્રત્યેક તીર્થંકર મહારાજાના શાસનકાળની અપેક્ષાએ શ્રુતજ્ઞાનની ઉત્પત્તિ-આદિ અને શ્રુતજ્ઞાનનો અંત સંભવી શકે છે, પરંતુ એ પ્રમાણે નિરુપણ કરવામાં આવે તો મહાવિદેહ કે જ્યાં સર્વદા શ્રુતજ્ઞાનનું અનાદિઅનંતપણે અસ્તિત્વ માનવું છે ત્યાં પણ (દરેક તીર્થંકર પ્રભુની અપેક્ષાએ) શ્રુતજ્ઞાનનું સાદિ-સાન્તપણું ઘટી જશે, માટે પાંચ ભરત તથા પાંચ ઐરવતક્ષેત્રોમાં પ્રત્યેક ઉત્સર્પિણી-અવસર્પિણી કાલમાં જ્યારે જ્યારે પ્રથમ તીર્થંકર મહારાજાનું શાસન પ્રવર્ત્તમાન થાય ત્યારે શ્રુતજ્ઞાનની આદિ જાણવી અને જ્યારે જ્યારે છેલ્લા તીર્થંકર પ્રભુના શાસનની સમાપ્તિ થાય તે વખતે શ્રુતજ્ઞાનનો અંત જાણવો. આ અપેક્ષાએ શ્રુતજ્ઞાનનું સાદિ-સાન્તપણું ઘટાવવું તે વધુ સુસંગત છે.

## કાળની અપેક્ષાએ શ્રુતજ્ઞાન સાદિ-સાન્ત કેવી રીતે?

દ્વાદશાંગીરૂપ શ્રુતજ્ઞાનની પ્રવૃત્તિ પંદર કર્મભૂમિક્ષેત્રોમાં જ હોય છે, જે બાબત અગાઉ કરેલા વિવેચન ઉપરથી સ્પષ્ટપણે સમજી શકાય તેમ છે. એ પંદર કર્મભૂમિ પૈકી પાંચ મહાવિદેહ ક્ષેત્રોમાં હંમેશા એક સરખો કાળ છે. અવસર્પિણીનો ચતુર્થ આરો અથવા ઉત્સર્પિણીનો ત્રીજો આરો કે જેનું **દુઃષમસુષમ** એવું નામ છે, તે આરાની *શરુઆતમાં જે ભાવો હોય છે તેવા ભાવો મહાવિદેહ ક્ષેત્રમાં હંમેશને માટે એક સરખા જ હોય છે અને પાંચ ભરત તેમજ પાંચ ઐરવતમાં કાળનું પરિવર્તન થયા કરે છે. વર્તમાનમાં પણ આપણે સાંભળીએ છીએ કે આજથી સેંકડો વર્ષ અગાઉ મનુષ્યોના આયુષ્યનું પ્રમાણ, બુદ્ધિ, બલ, ધાન્યાદિ પદાર્થોમાં રસ-કસ વિગેરે જે હતું તે હાલમાં ઘણું જ ઓછું દેખાય છે અને હજુ પણ કાળક્રમે ઓછું ઓછું થતું જશે. એ સર્વ કાળના પરિવર્તનનો પ્રભાવ છે, અને તેથી જ પાંચ ભરત તથા પાંચ ઐરવતક્ષેત્રોમાં ઉત્સર્પિણી-અવસર્પિણી કાળની અપેક્ષાએ યથાસંભવ પ્રથમ તીર્થંકર મહારાજાને કેવલજ્ઞાન થાય ત્યારે શ્રુતજ્ઞાનનો પ્રારંભ અને છેલ્લા તીર્થંકર મહારાજાના શાસનની સમાપ્તિ થાય તે અવસરે શ્રુતજ્ઞાનનો અંત વિચારવો. ક્ષેત્રથી શ્રુતજ્ઞાનના સાદિ-સાન્તપણાની વિચારણામાં ક્ષેત્રની પ્રધાનતા ગણવાની છે, અને કાળથી શ્રુતજ્ઞાનના સાદિ-સાન્તપણાના નિરુપણમાં તે ક્ષેત્રમાં પ્રવર્ત્તમાન કાળની મુખ્યતા વિચારવાની છે.

---

*ઉત્સર્પિણીના ત્રીજા આરાની શરુઆતનો ભાગ નહિ પણ પર્યંતભાગ લેવો.

## ભાવની અપેક્ષાએ શ્રુતજ્ઞાનનું સાદિસાન્તપણું.

પ્રજ્ઞાપક અને પ્રજ્ઞાપનીય એ અપેક્ષાએ ભાવથી શ્રુતજ્ઞાનનું સાદિસાન્તપણું વિચારવાનું છે અહિં તાત્પર્ય એ છે કે-પ્રજ્ઞાપક અર્થાત્ વસ્તુધર્મનું નિરુપણ કરનાર ઉપદેશકનો શુભાશુભ ઉપયોગ, ઉદાત્ત-અનુદાત્ત સ્વરિતાદિ સ્વર વિગેરે અપેક્ષાએ શ્રુતનું આદિ-સાન્તપણું આ પ્રમાણે-પ્રજ્ઞાપકનો ઉપયોગ કોઇ વખતે શુભ હોય, કોઇ વખતે અશુભ હોય; કોઇ વખતે તીવ્ર હોય, કોઇ વખતે મંદ હોય, શુભાશુભ કિંવા તીવ્ર-મંદ ઉપયોગ સાથે કોઇ વખતે ઉદાત્ત* સ્વર, કોઇ અવસરે અનુદાત્ત સ્વર અને કોઇ વખતે સ્વરિત સ્વર હોય છે વિવક્ષિત એક ઉપયોગમાંથી અન્ય ઉપયોગમાં જે અવસરે પરાવર્તન થાય તે વખતે તે ઉપયોગ પરાવર્તનની અપેક્ષાએ શ્રુતજ્ઞાનની આદિ જાણવી, પુન. તે ઉપયોગમાંથી અન્ય કોઇ ઉપયોગમાં અથવા પ્રથમના ઉદાત્ત-અનુદાત્તાદિ ઉચ્ચારોમાથી અન્ય કોઇ ઉચ્ચારમાં પરાવર્તન થાય એટલે વિવક્ષિત શ્રુતજ્ઞાનનો અંત થાય. ઉદાહરણ તરીકે-એક પ્રજ્ઞાપક વર્તમાનમાં શુભ ઉપયોગ સાથે તે ઉપયોગની તીવ્રતામાં વર્તતો ઉદાત્ત સ્વરે પદાર્થનું નિરુપણ કરે છે, અમુક સમય પછી શુભ ઉપયોગમાંથી અશુભ ઉપયોગનું પરાવર્તન થયુ અથવા તો શુભ ઉપયોગ રહેવા છતાં શુભ ઉપયોગની તીવ્રતા હતી તેને બદલે મંદતા થઇ અથવા તો શુભ ઉપયોગ અને તેની તીવ્રતા બન્ને કાયમ રહેવા છતાં ઉદાત્ત સ્વરને બદલે અનુદાત્ત સ્વરથી પદાર્થનું નિરુપણ શરુ થયુ. તે વખતે ઉપયોગ અથવા તેની તીવ્ર મંદતા કિંવા ઉદાત્તાદિ સ્વરના પરાવર્તનની અપેક્ષાએ શ્રુતની આદિ થઇ, પુનઃ ઉપયોગ વિગેરે જે વર્તમાનમાં ચાલુ છે તેમાંથી કોઇપણ એક બાબતનો ફેરફાર થાય એટલે તે વર્તમાન શ્રુતનો અંત થયો અને નવીન શ્રુતની ઉત્પત્તિ થઈ. એ પ્રમાણે વીરાસન, પદ્માસન, વિગેરે સ્થાન પ્રકારો તેમજ ક્ષણેક્ષણે નવા નવા થતાં પ્રયત્નો* ઇત્યાદિવડે શ્રુતનું આદિસાન્તપણું વિચારવું. વીરાસને બેઠેલા પ્રજ્ઞાપક પદ્માસને બેસે અને ધર્મદેશનાદિ કરે તે અવસરે પદ્માસનની અપેક્ષાએ શ્રુતની આદિ. પુન: તેમાંથી અન્ય કોઇ આસને પ્રજ્ઞાપક બેસે તે વખતે તે શ્રુતનો અંત અને અન્ય શ્રુતની આદિ એમ જાણવી. અહિં પ્રજ્ઞાપકની અપેક્ષાએ શ્રુતજ્ઞાનની આદિ-અંતનું જે નિરુપણ કર્યું તે શ્રુતજ્ઞાન અને પ્રજ્ઞાપકનો અભિન્ન સંબંધ ખ્યાલમાં રાખીને કરેલ છે.

## પ્રજ્ઞાપનીય ભાવોની અપેક્ષાએ શ્રુતનું સાદિસાન્તપણું.

ધર્માસ્તિકાય અધર્માસ્તિકાયાદિ દ્રવ્યો પ્રજ્ઞાપનીય અર્થાત્ તેની વ્યાખ્યા કરવાદ્વારા નિરુપણ કરવા યોગ્ય દ્રવ્યો છે. દ્રવ્યો સ્વતઃ અનાદિ અનંત-શાશ્વતા છે, તથાપિ પર્યાયની અપેક્ષાએ દ્રવ્યોની ઉત્પત્તિ અને વિનાશ (આદિ-સાન્તપણું) માનવામાં કોઇ પણ પ્રકારનો વિરોધ નથી અહિં પ્રજ્ઞાપનીય દ્રવ્યોનું પર્યાયની અપેક્ષાએ આદિસાન્તપણુ ઘટાવી ધ્યાતા, ધ્યેય અને ધ્યાન, કિંવા જ્ઞાતા, જ્ઞેય અને જ્ઞાન-એ ત્રણેયની એકતા વિચારી શ્રુતજ્ઞાનનું સાદિ-સાન્તપણુ વિચારવાનુ છે

---

* उच्चैरुदात्त , नीचैरनुदात्त ઇત્યાદિ વ્યાકરણમા જણાવ્યા પ્રમાણે ઉચ્ચારણ કરાતા શબ્દના ઉદાત્ત-અનુદાત્તાદિ ભેદો છે.

* વ્યાકરણશાસ્ત્રમા—विवृत-सवृत-इषद्विवृत ઇત્યાદિ અનેક પ્રકારના 'પ્રયત્નો' કહેલા છે. 'પ્રયત્ન' એટલે-શબ્દોનુ કિંવા સ્વર-વ્યંજનાદિ વર્ણાક્ષરોનું ઉચ્ચારણ કરતી વખતે હૃદય-કંઠ-તાલુ-દાંત-હોઠ વિગેરે અવયવોમા થતી ચેષ્ટાવિશેષ.

ધર્માસ્તિકાયનો ગુણ ગતિપરિણામે પરિણમેલા જીવ–પુદ્‌ગલ દ્રવ્યોને ગતિમાં (અપેક્ષાકારણ તરીકે) મદદ કરવી તે છે. જે દ્રવ્ય વર્ત્તમાનમાં ગતિપરિણામે પરિણમેલું હોય તેવાં ધર્માસ્તિકાયની મદદ અવશ્ય હોય છે, ધર્માસ્તિકાય દ્રવ્ય જીવ અને પુદ્‌ગલોમાં બલાત્કારે ગતિપરિણામ ઉત્પન્ન કરતું નથી, પરંતુ પોતાના સહજ સ્વભાવથી જીવ કિંવા પુદ્‌ગલ દ્રવ્યમાં ગતિપરિણામ જ્યારે ઉત્પન્ન થાય છે, અને તે જીવ કિંવા પુદ્‌ગલદ્રવ્ય હલન–ચલન ક્રિયાવાળું–ગતિમાન્ બને છે, તે વખતે ધર્માસ્તિકાયની તેમાં અવશ્ય સહાય હોય છે. માછલામાં સ્વયં ચાલવાની શક્તિ હોવા છતાં જલની સહાય વિના માછલા વિગેરે પ્રાણીઓ ચાલી શકતા નથી, પક્ષીઓને ઉડવાની સ્વયં શક્તિ હોવા છતા હવા વિના પક્ષીઓ આકાશમાં ઊડી શકતા નથી, ચક્ષુઓમાં સ્વયં જોવાની શક્તિ હોવા છતાં પ્રકાશના અભાવે ચક્ષુઓ હોવા છતાં દેખી શકાતું નથી. પાણી. હવા તેમજ પ્રકાશ એ જેમ અનુક્રમે માછલાં, પક્ષીઓ તેમજ ચક્ષુઓને ચાલવામાં, ઊડવામાં અને જોવામાં સહાયક છે તે પ્રમાણે જીવ અને પુદ્‌ગલદ્રવ્યોમાં સ્વયં ગમન કરવાની શક્તિ હોવા છતાં ધર્માસ્તિકાયની મદદ વિના જીવ પુદ્‌ગલોની ગતિ થઈ શકતી નથી. અનંત શક્તિસંપન્ન સિદ્ધ પરમાત્માઓ પણ લોકના અગ્રભાગથી આગળ અલોકના એક આકાશ-પ્રદેશનો પણ સ્પર્શ કરી શકતા નથી, અનેક પ્રકારની શક્તિવાળા દેવો લોકના છેડા ઉપર ઊભા રહી અલોકમાં હાથ પણ લાંબો કરવા માટે અસમર્થ છે, એ બધાયમાં કારણ જો કોઇ પણ હોય તો અલોકમાં ધર્માસ્તિકાયનો અભાવ તે જ કારણ છે.

વર્તમાનમાં જે દ્રવ્ય ગતિપરિણામવાળું (ગમનાદિ ચેષ્ટાવાળું) છે, તે દ્રવ્ય જ્યારે સ્થિતિપરિણામવાળું અર્થાત્ ગમનાદિ ચેષ્ટાના અભાવવાળું હતું ત્યારે ધર્માસ્તિકાયની તે દ્રવ્યમાં સહાય ન હતી. જ્યારે તે સ્થિતિપરિણામમાંથી તે દ્રવ્યમાં ગતિપરિણામ થયો એટલે ધર્માસ્તિકાયની સહાય શરુ થઇ. આ ઉપરથી શું નિર્ણય થયો કે–તે વિવક્ષિત દ્રવ્યમાં ધર્માસ્તિકાયનો જે ઉપષ્ટંભ ( ઉપકાર ) ન હતો તે નવો થયો તેથી તે દ્રવ્યની અપેક્ષાએ ઘટાકાશ, મઠાકાશની માફક ધર્માસ્તિકાયની પણ આદિ થઇ, જ્યારે તે દ્રવ્યનો ગતિપરિણામ નષ્ટ થયો એટલે ધર્માસ્તિકાયની સહાય પણ તેમાં નષ્ટ થઇ; તેથી તે દ્રવ્યની અપેક્ષાએ ધર્માસ્તિકાયનો અંત પણ થયો. ધર્માસ્તિકાય એ દ્રવ્ય છે, દ્રવ્યો એ પ્રજ્ઞાપનીય ભાવો છે, અને પ્રજ્ઞાપનીય–પ્રજ્ઞાપક અને પ્રજ્ઞાપન એ ત્રણેયની એકતા ખ્યાલમાં રાખીને અનંતજ્ઞાની મહર્ષિઓએ અહિં પ્રજ્ઞાપનીય ભાવોની અપેક્ષાએ શ્રુતજ્ઞાનનું સાદિ–સાન્તપણું ઘટાવ્યું છે.

એ પ્રમાણે અધર્માસ્તિકાયરૂપ પ્રજ્ઞાપનીય ભાવની અપેક્ષાએ પણ શ્રુતનું સાદિસાન્તપણું વિચારવું, અર્થાત્ કોઇ વિવક્ષિત જીવ કિંવા પુદ્‌ગલદ્રવ્ય જે વખતે ગતિપરિણામવાળું હોય તે વખતે અધર્માસ્તિકાયનો ગુણ સ્થિતિમાં સહાય કરવાનો હોવાથી તેની તે વિવક્ષિત જીવ–પુદ્‌ગલાદિ દ્રવ્યમાં સહાય ન હતી, તે જ વિવક્ષિત દ્રવ્ય ગતિપરિણામને છોડીને સ્થિતિપરિણામવાળું થયું તે વખતે તે જીવ પુદ્‌ગલાદિ દ્રવ્યની સ્થિતિમાં સહાય કરવાની અપેક્ષાએ અધર્માસ્તિકાયની આદિ થઇ, તે જ દ્રવ્ય પુનઃ ગતિપરિણામવાળું થતાં અધર્માસ્તિકાયને તે દ્રવ્યની સ્થિતિમાં સહાય કરવાનું જે ચાલુ હતું તે બંધ થયું, તે અપેક્ષાએ અધર્માસ્તિકાયનો અંત પણ થયો અને એ પ્રમાણે પ્રજ્ઞાપનીય ભાવને લક્ષ્યમાં લઇએ તો તે અપેક્ષાએ શ્રુતજ્ઞાનનું સાદિ–સાન્તપણું સુખેથી ઘટાવી શકાય છે.

## જીવ અને પુદ્ગલદ્રવ્યોને પ્રજ્ઞાપનીય ભાવમાં ગણી તે અપેક્ષાએ શ્રુતજ્ઞાનનું સાદિ-સાન્તપણું.

ધર્માસ્તિકાય-અધર્માસ્તિકાય દ્રવ્યોને પ્રજ્ઞાપનીય ભાવમાં ગણી શ્રુતજ્ઞાનનુ સાદિસાન્તપણું ઉપર સમજાવવામાં આવ્યું હવે જીવ પુદ્ગલદ્રવ્યોને પ્રજ્ઞાપનીય ભાવોમાં ગણી તે અપેક્ષાએ શ્રુતજ્ઞાનનું સાદિસાન્તપણું સમજાવાય છે. જે જીવ કિંવા પુદ્ગલદ્રવ્ય વર્તમાનમાં ગતિપરિણામવાળુ હોય તે જ દ્રવ્ય જ્યારે સ્થિતિપરિણામવાળું થાય અને પ્રજ્ઞાપનીય ભાવની ઘટના તેમાં કરવામાં આવે એટલે તે દ્રવ્યરૂપ પ્રજ્ઞાપનીય ભાવની અપેક્ષાએ 'તની આદિ તેમજ તે જ જીવ-પુદ્ગલાદિદ્રવ્ય પુન: સ્થિતિપરિણામમાંથી ગતિ પરિણામવાળ થાય એટલે ઉપર જણાવેલ રીતિ પ્રમાણે શ્રુતનો અંત સમજવો. અથવા વર્તમાનમાં પરમાણુ દ્વિપ્રદેશી. સખ્યપ્રદેશી સ્કધ આદિ કોઇ પુદ્ગલદ્રવ્ય એક આકાશપ્રદેશની અવગાહનાવાળું છે તે જ સંખ્યપ્રદેશી સ્કંધ વિગેરે પુદ્ગલદ્રવ્ય તે એક આકાશપ્રદેશની અવગાહનાનો ત્યાગ કરી બે આકાશપ્રદેશની અવગાહનાવાળો થયો. તે વખતે પણ તે સ્કંધનો પ્રજ્ઞાપનીય ભાવ લક્ષ્યમા રાખી શ્રુતજ્ઞાનની આદિ સમજવી, પુન તે સ્કંધ એક આકાશપ્રદેશ અથવા ત્રણ આકાશપ્રદેશની અવગાહનાવાળો થયો તે વખતે પણ ઉપર મુજબ શ્રુતજ્ઞાનનો અત સમજવો. વળી દ્વિપ્રદેશી વિગેરે પુદ્ગલો સ્કંધોમા 'ભેદ' પરિણામ થાય છે અને પરમાણુ વિગેરે પુદ્ગલ દ્રવ્યોમાં 'સઘાત' પરિણામ થાય છે ભેદ એટલે જે સ્કધમાં જે પ્રદેશો છે તે સ્કધમાંથી તે બધાય પ્રદેશોનું અથવા તે પૈકી અમુક પ્રદેશોનું અથવા અમુક વિભાગનુ છૂટુ પડવું તે અને સંઘાત એટલે લોકમાં વર્તતા છૂટા પરમાણુઓનુ પરસ્પર ભેગા થઇ સ્કધરૂપે બનવું અથવા અમુક પરમાણુઓનું અમુક સ્કધ સાથે ભેગા થવું અથવા અમુક સ્કંધોનું અમુક સ્કંધ સાથે ભેગા થવું તે પુદ્ગલદ્રવ્યમાં જ આ ભેદ-સંઘાત પરિણામ સંભવી શકે છે બાકીના, ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય અને જીવાસ્તિકાય એ ચાર અસ્તિકાય દ્રવ્યોમાં ભેદ-સંઘાત પરિણામ કોઇપણ કાળે સંભવી શકતો નથી, કારણ કે એ ચારે ય અસ્તિકાય દ્રવ્યોના પ્રદેશોને છૂટા પડવાપણું છે જ નહિં છૂટા પડવાપણું ન હોય એટલે ભેગા થવાપણું ક્યાંથી હોય ? અર્થાત્ ન હોય.

સંઘાત-ભેદ એ જેમ પુદ્ગલાસ્તિકાય દ્રવ્યમાં જ છે તે પ્રમાણે વર્ણ-ગધ-રસ-સ્પર્શ અને સસ્થાન એ પણ પુદ્ગલાસ્તિકાય દ્રવ્યમાં જ હોય છે. ધર્માસ્તિકાયાદિ ચારે ય દ્રવ્યો શુદ્ધ નયની અપેક્ષાએ અમૂર્ત-અરૂપી હોવાથી તેમાં વર્ણ-ગંધાદિ નથી ફક્ત સંસ્થાન ધર્માસ્તિકાયાદિ પ્રથમના ત્રણ દ્રવ્યોમાં ઘટાવવું હોય તો ઘટાવી શકાય છે પણ તે સંસ્થાન મહાકાળ એક સરખું-શાશ્વતુ છે જીવદ્રવ્યમાં સસારી જીવની અપેક્ષાએ જેવું તેનું શરીર તેવુ તેનું સંસ્થાન અને સિદ્ધના જીવોમાં પણ પૂર્વાવસ્થાની અપેક્ષાએ આત્મપ્રદેશોના સંસ્થાનની ઘટના બનેલી હોય છે, અર્થાત્ જીવદ્રવ્યના સંસ્થાનનો આધાર જીવ-દ્રવ્યની સાથે સબધવાળા પુદ્ગલમય શરીર ઉપર જ રહેલો છે એટલે વર્ણ-ગધ-રસ-સ્પર્શ એ ચારે ય જેમ પુદ્ગલના સહભાવી ગુણો છે તે પ્રમાણે સંસ્થાન એ પણ પુદ્ગલોમાં જ મુખ્યત્વે રહેનાર ગુણ છે.

પુદ્ગલોમા વર્તતા વર્ણ-ગધ-રસ-સ્પર્શ તેમજ સંસ્થાનની અપેક્ષાએ પણ શ્રુતજ્ઞાનનું સાદિ-સાન્તપણું અહિં વિચારવા યોગ્ય છે જે પુદ્ગલમાં વર્તમાનમાં વ્યક્તપણે લાલ વર્ણ છે, તે પુદ્ગલદ્રવ્ય અમુક વખત પછી લીલા વર્ણ-વાળું થાય એટલે તે દ્રવ્યને પ્રજ્ઞાપનીય ભાવમાં ગણી શ્રુતજ્ઞાનની આદિ થઇ એમ ઘટાવવુ પુન: તે જ પુદ્ગલદ્રવ્ય અન્ય વર્ણવાળું બને એટલે

પૂર્વોક્ત રીતિએ શ્રુતજ્ઞાનનો અંત વિચારવો. એ પ્રમાણે ગંધ, રસ અને સ્પર્શની અપેક્ષાએ સાદિ-સાન્તપણાની ભાવનાઓ સ્વયં સમજી લેવી. એકના એક જ વિવક્ષિત વર્ણમાં અથવા ગંધ-રસ-સ્પર્શમાં તે તે વર્ણ-ગંધાદિની તીવ્રતા-મંદતાની અપેક્ષાએ પણ શ્રુતજ્ઞાનનું સાદિ-સાન્તપણું પૂર્વોક્ત રીતિ પ્રમાણે બરાબર ઘટાવી શકાય છે.

સંસ્થાનની અપેક્ષાએ--વર્તમાનમાં કોઇ વિવક્ષિત પુદ્દગલદ્રવ્ય અમુક ત્રિકોણાદિ સંસ્થાનવાળું હોય, તે સંસ્થાનમાં જ્યારે ફેરફાર થાય એટલે તે પુદ્દગલદ્રવ્યનો પ્રજ્ઞાપનીય ભાવ લક્ષ્યમાં રાખી શ્રુતજ્ઞાનની આદિ સમજવી, પુનઃ તે વિવક્ષિત પુદ્દગલદ્રવ્યનું સંસ્થાન ફેરફાર થાય એટલે તે જ રીતિએ શ્રુતજ્ઞાનનો અંત સમજવો. આ પ્રમાણે વિસ્તારથી બરાબર ઉપયોગ રાખીને ભાવથી-પ્રજ્ઞાપક-પ્રજ્ઞાપનીય ભાવોની અપેક્ષાએ શ્રુતજ્ઞાનનું સાદિ-સાન્તપણું સમજવું.

'શ્રુતજ્ઞાન' એ તે તે દ્રવ્યો તેમજ દ્રવ્યોના ગુણ-પર્યાયના સ્વરૂપને સમજાવનારો સ્વપર-પ્રકાશક આત્માનો ગુણ છે. આત્મા એ જ્ઞાતા છે, જાણવા યોગ્ય પદાર્થો-ધર્માસ્તિકાયાદિ દ્રવ્યો અને તેના ગુણ-પર્યાયો એ જ્ઞેય છે અને તેનું જાણપણું એ જ્ઞાન છે. અમુક અપેક્ષાએ જ્ઞાતા, જ્ઞેય અને જ્ઞાન એ ત્રણે જુદા છે અને અમુક અપેક્ષાએ ત્રણે એક પણ છે. સર્વથા જો ભિન્ન માનવામાં આવે તો એક જ આત્મામાં, આત્મતત્ત્વની અપેક્ષાએ જ્ઞાતાપણું. જેનાવડે દ્રવ્યોના વિશેષ સ્વરૂપો જણાય છે તે જ્ઞાનગુણથી અવિરહિતપણું અને જાણેલા જ્ઞેય પદાર્થોના વિશિષ્ટ અવબોધરૂપે જ્ઞેય પદાર્થોનું સહચરપણું કેમ ઘટી શકે? એ પ્રમાણે સર્વથા અભિન્ન-એક માનવામાં આવે તો જ્ઞાતા-જ્ઞેય અને જ્ઞાન-દ્રવ્ય-ગુણ અને પર્યાય એવા ભિન્ન નામો કેમ આપી શકાય? અર્થાત્ અપેક્ષાએ ભિન્ન છે અને અપેક્ષાએ અભિન્ન પણ છે.

અહિંયા તો પ્રજ્ઞાપક-શ્રુતજ્ઞાની શ્રુતજ્ઞાનના બલવડે પ્રજ્ઞાપનીય ભાવોનું જે પ્રમાણે નિરુપણ કરે છે તે પ્રમાણે શ્રુતજ્ઞાનનું પણ પરિણમન થતું જાય છે. એ મુદ્દો ધ્યાનમાં રાખીને જ ભાવથી સાદિ-સાન્તપણું ઘટાવ્યું છે. જે માટે શ્રી બૃહત્કલ્પસૂત્રની ટીકામાં કહ્યું છે કે-

" इत्थं च प्रज्ञापनीयभावानां प्रज्ञापने श्रुतज्ञानमपि तथा तथा परिणमत इति सादिसपर्यवसितम् ॥" (અર્થ ઉપર કહેવાઇ ગયો છે.)

આ પ્રમાણે દ્રવ્ય-ક્ષેત્ર-કાળ અને ભાવથી શ્રુતજ્ઞાનનું સાદિ-સાન્તપણું ઘટાવીને એ જ દ્રવ્યાદિ ચારની અપેક્ષાએ શ્રુતજ્ઞાનનું અનાદિ-અનંતપણું ઘટાવવામાં આવે છે. (ચાલુ.)



લેખક ચોકસી.

# દેવીનો સંદેશ.

આહા! આ પુષ્પવાટિકા જાતજાતના પુષ્પોથી કેવી સરસ ખીલી રહે છે! અહીંનું વાતાવરણ એ કુસુમોની મધુરી વાસથી કેવુ બહેકી ઊઠયું છે! પક્ષીઓનો કલરવ પણ એમાં કોઈ અનેરો હર્ષ પૂરે છે. પેલા વૃક્ષ પર બાંધેલા માળામા રહેલા બચ્ચાંઓને આ પારેવાઓ કણ વીણી લાવી, ખવડાવી કેવો સંતોષ અનુભવે છે! કુદરતના આંગણે આ કેવો અનેરો આનંદ ઊજવાઇ રહ્યો છે, પણ મારા જીવનમા-લગભગ પાછલી વયમા પ્રવેશી ચૂક્યો છતા પણ એકાદ વંશધરના સુખદર્શન પણ કયા છે? મહિપુરની પ્રજા મારો રાજ્યવૈભવ જોઇ, સુંદર પ્રાસાદો અને વિશાળ બગલા નિરખી, મને સર્વ પ્રકારે સુખી માનતી હશે, છતા મારું અંતર એ કબૂલી શકે તેવું છે જ નહીં.

આ જાતનો સ્વતઃ વિચાર કરનાર મહિપુર નગરનો રાજવી પદ્મનાભ વાડીમા આંટા મારી રહેલ અને હાથમાના નાના પિંજરમા રહેલા નાના પોપટના બચ્ચાને દાડમની કળી ખવડાવી રહેલ પોતે જ હતો.

लोकः पृच्छति मे वार्ता, शरीरे कुशलं तव।
कुतः कुशलमस्माकम्, आयुर्याति दिने दिने ॥

પ્રાતઃકાળે ઊઠતા જ એક પંડિતના મુખે ઉપરનો શ્લોક એણે સાંભળ્યો હતો. એનો અર્થ અવધારતા જ ઉપર વર્ણવી હૃદયસ્થિતિ જન્મી હતી. રોજની માફક પણ ફરવાનું કામ કરતા છતા, ઉલ્લાસનું નામ નહોતું! એક જ વિચાર જોર પકડતો કે 'જ્યારે વર્ષો પાણીના વહેળા માફક વહી ગયા છે ત્યારે મારે કઈ કુશળતા પર સંતોષ માનવો? કયા લગી ધીરજ ધરવી? પુત્રમુખદર્શનની આશા કયા લગી સેવવી? ત્યા તો એક નોકરને પોતાની તરફ આવતો નિહાળ્યો.

પોતે નજીકના એક આસન ઉપર બેસી ગયો. નોકરે આવી સલામી ભરી જણાવ્યું કે

'મહારાજ, પુરોહિત માણિકદેવ આવ્યા છે. તેઓ આ તરફ પગલા માંડી રહ્યા છે.'

અહ! ગુરુદેવ આવે છે? આટલી વહેલી સવારે? જરૂર કંઈ અગત્યનું કામ પડ્યું હશે. એમ વિચારી જ્યા સ્વસ્થ થાય છે ત્યા તો ભરાવદાર સ્નાયુવાળા, તેજસ્વી ડોળાવાળા અને રૂવાબદાર ચહેરો છે જેનો એવી એક સામાન્ય રીતે કંઇક વધારે ઊંચાઇ ધરતી વ્યક્તિએ પગલા માંડયા. મહારાજાએ ઊઠી એ ભગવા વસ્ત્રધારી રાજગુરુની ચરણરજ લઇ, આસન પર બેઠક લેવા વિનતિ કરી. ગુરુદેવે પોતાનું સ્થૂલ શરીર જ્યારે બરાબર ગોઠવ્યું ત્યાર પછી જ મહિપુરનો આ માલિક, નોકર પાસે નજીકમા બીજું આસન ખસેડાવી સામે મુખે બેઠો.

પદ્મનાભ રાજાની પુરોહિત ઉપર અત્યંત પ્રીતિ હતી. જો કે પોતાની વય કરતા આ માણિકદેવ ઉમ્મરમાં લગભગ વીસ વરસ

પાછળ હતો અર્થાત્ માંડ ચાળીસનો હતો છતાં આ વૃદ્ધ રાજવી ઉપર એણે એવી સચોટ છાપ બેસાડી હતી કે એનું આગમન થતાં જ રાજવી નમ્ર બની જતો; એટલું જ નહિં પણ ભક્તિના કોઇપણ પ્રકારમાં ઊણપ આવવા દેતો નહીં. પોતે રાજ્યનો ધણી છે એ વાત સાવ વીસરી જતો. મલ્લિપુરવાસી આમજનતાથી પણ આ વાત અજાણી નહોતી. માણિકદેવ પ્રત્યેની આ દૃઢ ભક્તિએ પ્રજાના મન પર ગુરુ માટે બહુમાન પેદા કર્યું હતું; એટલું જ નહિં પણ પુરવાસી પ્રત્યેક જન આ પુરોહિતનું રંચ માત્ર દિલ ન દુઃખાય, એ વાતની ખાસ કાળજી રાખતો. ટૂંકમાં કહીએ તો મલ્લિપુર નગરમાં માણિકદેવે પોતાનું સ્થાન કોલના પાયે ચણી દીધું હતું. દેવીના ભક્ત તરીકે એની ખ્યાતિ આસપાસ ઘણે દૂર પ્રસરી હતી. એને કોઈ વાતની ઊણપ નહોતી રહેતી. પાણી માગતાં દૂધ આવીને મળતું. 'રાજા માને તેને પ્રજા પણ માને' એ વાત સમજાય તેવી છે છતાં આટલી હદે બહુમાન કયા કારણે થતું હતું તે જાણવા સારુ છેલ્લા દોઢ દાયકાના ઇતિહાસમાં અવગાહન કરવું જરૂરી છે.

સંદાર નામની નાની ટેકરીની છાયામાં મલ્લિપુર નગર વસેલું હતું. મંદાર પહાડની એક ઊંચી જગ્યા પર જૈનોના ઓગણીશમા તીર્થપતિ શ્રી મલ્લિનાથ ભગવાનનું રમ્ય દેવાલય હતું. એ સુંદર પ્રાસાદમાં બિરાજમાન મનોહર શ્રી મલ્લિનાથની પ્રતિમાના પ્રભાવથી નગરનું નામ મલ્લિપુર પડ્યું હતું. પદ્મનાભ રાજાના પૂર્વજો ટેકરી પરના આ દેવના ચુસ્ત ઉપાસક હતા. તેઓએ જુદા જુદા પ્રસંગે આ સ્થાનની રક્ષા અને સમારકામ નિમિત્તે ચાલુ ખરચ નભી શકે તે માટે જુદા જુદા ક્ષેત્રોની આવક આ સ્થળના વ્યવસ્થાપકોને અર્પણ કરી હતી. જો કે આ પહાડ બહુ મોટો નહોતો છતાં એની નૈસર્ગિક સુંદરતા અવર્ણનીય હતી. ઊંચા ભાગના એકાંત પ્રદેશ પર આવેલો આ પ્રાસાદ શોભામાં અનેરા રંગ પૂરતો. સંધ્યાકાળે આરતિ વેળા વગાડવામાં આવતાં ઘંટાનાદનો ધ્વનિ આસપાસનું વાતાવરણ કોઈ અનોખા આનંદથી ભરી દેતો. સમીપવર્તી નગરમાંથી પ્રતિદિન સેંકડો ભાવિકો આ પ્રભુબિંબના દર્શન-પૂજને આવતા. ભક્તિભર હૃદયે પ્રભુસ્તવન કરતાં ખુદ પદ્મનાભ રાજા પોતે પણ ચાળીસ વર્ષની વય થઇ ત્યાં સુધી આ જાતના નિયમનું પાલન કરતો હતો. દૈવયોગે તેની વૃત્તિ બદલાઇ અને નિયમમાં ભંગ પડ્યો. આ સમય દરમિયાન રાજવીને પાંચ છ સંતાનના પોતાને ત્યાં જન્મપ્રસંગ પ્રાપ્ત થયેલ છતાં કમભાગ્યની વાત એટલી જ છે કે એમાંનું એક પણ દીર્ઘજીવી ન નીવડ્યું! કળી ખીલી, ન ખીલી અને કરમાઇ ગઈ. એ માફક આ સંતાન સંબંધમાં પણ બનવા પામેલું. એક પણ બાળકને લાડપાનથી ઉછેરવાનું ભાગ્ય હજુ સુધી પ્રાપ્ત ન થવાથી એ વગરનું રાજ્યસુખ લૂણ વગરના ભોજન જેવું નિરસ લાગતું. સંતાનસુખ મેળવવાની એક ચિંતાએ જ રાજાના આખા મનોપ્રદેશનો કબજો કરી લીધો હતો એમ કહેવું ખોટું ન હોતું જ. એ પાછળ એમણે સાર અસારનો વિવેક ભૂલી જાતજાતના પ્રયોગ સેવવા માંડ્યા, અનેક દેવ દેવતાની માનતા-આખડી રાખી, યંત્ર, તંત્ર કે મંત્રજીવી વ્યક્તિઓના પાસા સેવવા શરુ કર્યા; દરમિયાન એક કાળીમાતાના

ભક્ત સાથે સંબંધ બંધાયો. માંસમદિરાસક્ત એ ભક્તે કાળીમાતાનું સ્થાપન કરી એની સમક્ષ પશુબલિ ચઢાવવાથી ઇચ્છિત સફળ થવાની વાત જણાવી. 'ગરજવાનને અક્કલ ન હોય' એ ઉક્તિ અનુસાર જેના પૂર્વજોએ આ જાતના હિંસક કાર્યમાં હાથ સરખો નહોતો બોળ્યો અને પોતે પણ જીવનનો મોટો ભાગ એ જાતના પિશાચી કૃત્યથી દૂર રહી વિતાવ્યો હતો એ બધું વીસરી જઈ માત્ર સ્વાર્થપૂર્તિની લોલુપતામાં રક્ત બની પદ્મનાભ રાજાએ પશુબલિ ચઢાવી કાળીમાતાની પૂજા કરી.

'કાગનું બેસવું અને તાડનું પડવું' એ કહેવત પ્રમાણે ત્યારપછી થોડા દિવસમાં જ રાજાને ઘેર એક પુત્રીનો જન્મ થયો. એ કારણે રાજાની શ્રદ્ધા કાળીમાતા પર ચોટી. વળી દરવેળા બનતું હતું તેમ આ પુત્રી બાળપણમાં ન બન્યું અર્થાત્ એ જન્મીને તરત જ થોડા કાળમાં મરણને શરણ ન થઇ. એના લાલનપાલનનો લ્હાવો રાજવીને મળ્યો. એનું મૃગાવતી નામ પાડવામાં આવ્યું. આજ એની વય પંદર વર્ષની થઈ છે. દેવી પૂજાએ જ આ પરચો બતાવ્યો, એમ માની લઈ પદ્મનાભ રાજાએ મંદાર ટેકરીના માર્ગે તાબડતોબ એક મંદિર તૈયાર કરાવી એમાં કાળીમાતાનું સ્થાપન કર્યું અને પોતે દેવીનો પરમ ઉપાસક બન્યો.

ત્યારપછી દર સાલ એ સ્થાને જુદા જુદા પર્વ નિમિત્તે પશુબલિનો ભોગ અપાવા માંડયો. હજારો નિર્દોષ મૂગા પ્રાણીની હત્યા થવા લાગી. જો કે છેલ્લા પંદર વર્ષથી આ રવૈયો શરુ કર્યો છતાં હજુ રાજવીની પુત્રપ્રાપ્તિની અભિલાષા તો અપૂર્ણ જ રહી હતી, પણ 'યથા રાજા તથા પ્રજા' એ ન્યાયે કાળીદેવીની ખ્યાતિ વધી પડી અને પ્રજાનો મોટો સમૂહ એની માનતા–આખડીમાં પડી ગયો. જે ભક્તદ્વારા માતાની સ્થાપના કરવામાં આવી હતી એ તો મૃગાવતીના જન્મ પછી થોડા સમયમાં મરી ગયો હતો અને એની ગાદી પર એનો શિષ્ય આવ્યો હતો એ જ આપણે પૂર્વે જોઇ ગયા તે માણિકદેવ.

દેવીના મંદિર નજીક વિશાળ જગ્યા રોકી મોટો મઠ બાંધી આ માણિકદેવ એમાં રહેતો હતો. રાજગુરુ તરીકેની એની પ્રતિષ્ઠા પુરવાસી જનના અંતર પર બરાબર જામી હતી.

નૃપતિ અઠવાડીયામાં એકાદ બે વાર દેવીના દર્શને આવતો. એ વેળા આ ગુરુ દેવીના જુદા જુદા માહાત્મ્ય વર્ણવતો. કોઇ વાર અગત્ય પડતી તો માણિકદેવ જાતે દરબારગઢમાં આવી પહોંચતો અને નૃપને મળી કામ પતાવી લેતો કિંવા જાતજાતની ચર્ચામાં કાળ ગાળતો. રાજાએ આજના આગમન સંબંધે પણ એવી જ કંઈ ધારણા રાખેલી એટલે માણિકદેવ આસન પર બેઠા બાદ પ્રથમ પ્રશ્ન કર્યો *'ગુરુજી, આપની શી આજ્ઞા છે ?'*

'મારી ? મારી તે આજ્ઞા આપને હોય ?' માણિકદેવ ચહેરો ગંભીર બનાવી બોલ્યો અને દુઃખપૂર્ણ અવાજથી કહ્યું:

'મહારાજ, હું તો દેવીનો સંદેશ લઇને આવ્યો છું.'

'દેવીનો સંદેશ' આ શબ્દો કર્ણ પર પડતા જ ભૂમિપતિના ગાત્ર ઢીલા થયા. દેવી મહત્ત્વનો પ્રસંગ હોયતો જ બોલતી હતી એમ જનવાયકા હતી. એ ચમત્કારી શબ્દો શ્રવણ કરવાની ઉત્સુકતા

લેખક · જૈન

# છાત્રાલયો.

(પુ ૧૮ પૃષ ૮૦ થી શરૂ.).

જેવા જોઇએ તેવા ગૃહપતિ અને તે વળી સંસ્કારવાળા હોય તો જ સસ્થા દીપી નીકળે છે. કેળવણીનાં વિષયમાં સમજી શકે તેમ હોય તેવાને જ ગૃહપતિની પદવી આપવી જોઇએ અને તેની ખાતરી કરવી જોઇએ જ્યાં સુધી દ્રવ્યની સાથે વિદ્યાનો સદુપયોગ કરવામાં નહીં આવે ત્યાં સુધી આપણી આવી સંસ્થાઓ સુધરવાની આશા રાખવી એ નિરર્થક છે. તેટલા જ માટે આવી સંસ્થાના ગૃહપતિની પસંદગી કરવામાં સંચાલકોએ પૂરતું લક્ષ આપવું તે ખાસ આવશ્યક છે આવી સસ્થાઓના પોષણ આદિ બાહ્ય વ્યવસ્થાનો મુખ્ય આધાર શ્રીમતો ઉપર છે તેના કરતા વધારે મોટો આધાર આવી સંસ્થાના આંતરવિકાસ કરવા માટે યોગ્ય ગૃહપતિ ઉપર રહે છે. આવા ગૃહપતિનું જીવન નમૂનેદાર આવશ્યક લક્ષણ તરીકે હોવું જોઇએ. કારણ કે જે વ્યક્તિના સહવાસ અને છાયામાં રહીને વિદ્યાર્થીજીવનનો વિકાસ થવાનો છે તે વ્યક્તિની ભાવના ઉચ્ચ ન હોય તો આવા ગૃહપતિ પાસેથી કાંઇ પણ સારા પરિણામની આશા રાખવી તે ફોગટ છે જો કે કોઇપણ મનુષ્યનુ ચારિત્ર એ એક ઝીણી અને સહેલાઇથી ન સમજી શકાય તેવી વસ્તુ છે કે તેનો સર્વ પ્રકારે નિર્દેશ થવો બહુ જ મુશ્કેલ છે; છતા પણ કોઇ પણ મનુષ્યના ચારિત્રમાં જે સાધારણ નૈતિક સૂત્રો આપણે સમજી શકીએ તે સૂત્રો ગૃહપતિના જીવનમા ઓતપ્રોત થએલ હોવા જોઇએ. અલબત, મનુષ્ય એ તે મનુષ્ય જ છે, છતાં પણ ગૃહપતિ તરીકે તેણે જેટલા પ્રમાણમાં પશુભાવ ઉપર સંયમ મેળવ્યો હોય તેટલી જ આ ક્ષેત્રમાં તેની યોગ્યતા વધે છે. ગૃહપતિનું વધારે ઉપયોગી કાર્ય તો વિદ્યાર્થીઓ પ્રત્યે પ્રેમની દૃષ્ટિથી જોવાનું છે કેળવણીના કોઇ પણ પ્રદેશમાં કાર્ય કરનાર, પછી તે મુખ્ય સંચાલક હોય કે સામાન્ય નોકર હોય, પરંતુ તેનામા આવી જાતનો પ્રેમ અને શિસ્તપાલન કરાવવાની તાકાત ન હોય તો તે પદ પર રહેવુ તે એક જાતનું જોખમ છે. છાત્રાલયો એક રીતે બોલીએ તો ગૃહના પ્રતિનિધિઓ છે. માતાપિતાના ખોળામાંથી આળોટીને ઊભા થતા વિદ્યાર્થીઓ જેઓ આવા સ્થાનોમાં પ્રવેશ કરે છે તેમનામાં એવી ભાવનાઓ આવવી જોઇએ કે આપણે બધા એક જ કુટુંબના સાથે રહેનારા છીએ, એવું વર્તન બતાવાય કે જેથી આવી સંસ્થાઓ શોભાસ્પદ બને. આવી જાતની કુટુંબભાવનાના પોષણ માટે ગૃહપતિમાં પ્રેમભાવ જરૂરનો છે. આવી જાતનો પ્રેમભાવ કેળવવાનો ગુણ જે ગૃહપતિના જીવનમાં ન હોય તેણે ગૃહપતિનું સ્થાન લેવુ તે જોખમ ખેડવા જેવું છે

ગૃહપતિ માટે ખાસ જરૂરીઆતવાળી વસ્તુ એ હોવી જોઇએ કે તેનામાં વિદ્યાર્થીઓના ચારિત્રવિકાસને લગતું જ્ઞાન હોવુ જોઇએ. જુદી જુદી પ્રકૃતિ અને સ્વભાવવાળા વિદ્યાર્થીઓના એકઠા થએલ સમૂહમાં કઇ કઇ જાતની પ્રેરણાબુદ્ધિ છે અને તે ખીલવવા સારુ કેવા કેવા સાધનો નો ઉપયોગ કરવામા આવે છે તે લક્ષમાં રાખીને તેને કેળવવા ઉતાવળ નહિ કરતા માત્ર વિદ્યાર્થીને દૂરથી વિકાસવાનો માર્ગ કરી આપવો

અને વિદ્યાર્થીની કેળવણીની ખીલવણીને લગતા અનેક જાતના પ્રશ્નો ઉત્પન્ન થાય તેનું ગૃહપતિને ભાન હોવું જોઇએ. ભિન્ન ભિન્ન સંસ્કારવાળા વિદ્યાર્થીઓ હોય છે તે ધ્યાનમાં રાખીને ગૃહપતિએ માનસશાસ્ત્રનો થોડોઘણો પણ અભ્યાસ કરવો જોઇએ. વિદ્યાર્થીને સામુદાયિક જીવન અને વ્યવહારિક જ્ઞાન જે છાત્રાલય શીખવે છે તે માટે ઓન. મી. માવલંકર જણાવે છે કે "કેળવણી પ્રાપ્ત કરવામાં છાત્રાલયની મહત્તા વિશેષ છે. હમેશાં જીવન અને કેળવણી વચ્ચે જેટલું ઓછું અંતર હોય તેટલું ઇષ્ટ છે. આજની કેળવણી ખાલી પુસ્તકીયા ધ્યાન આપે છે, અને એવી કેળવણી પામેલો જ્યાં સુધી પ્રત્યક્ષ વ્યવહારમાં નથી પડતો ત્યાં સુધી એને વ્યવહારની અડચણોનું કે તે બાબતનું જ્ઞાન મળી શકતું નથી એટલે એ વ્યવહારમાં નકામો છે. છાત્રાલય વિદ્યાર્થીઓને વ્યવહારિક જ્ઞાન પણ આપે છે. છાત્રાલયનો પ્રચાર જેમ વિશેષ થાય તેમ વિદ્યાર્થીઓને સામુદાયિક જીવનનું જ્ઞાન આપી શકીએ. પહેલા અવિભક્ત કુટુંબો હતા તેથી તેમાં ઊછરેલા છોકરા સામુદાયિક જીવન જીવતા શીખતા હતા. તેમને પ્રત્યક્ષ વ્યવહારનું જ્ઞાન હતું. આજે તો એ અવિભક્ત કુટુંબની પ્રથા ઉત્તરોત્તર નાશ પામતી ગઇ છે. એટલે બાળકોની કેળવણી નિષ્ફળ બનતી જાય છે. પણ હમણાં હમણાંથી માબાપોને એમ લાગવા માંડયું છે ખરું કે તેમના બાળકોને સારા સંસ્કાર મળે તે માટે કાંઇક કરવું જોઇએ. છાત્રાલય એવી સંસ્થા છે કે તેમાં રહેલા છોકરાઓ સામુદાયિક જીવન જીવતા શીખે છે. એક બીજાની સાથે ભાઇચારો વધારે છે, એટલે માબાપોએ છોકરાઓને છાત્રાલયમાં મૂકવા માંડયા છે. છાત્રાલયને અભાવે જેટલું ઐક્ય આપસઆપસમાં થવું જોઇએ અને સ્વભાવની સરળતા જેટલી કરવી જોઇએ તે કરી શકતા નથી. છાત્રાલયનો હેતુ માણસનું વ્યક્તિત્વ ખીલવવું અને સામુદાયિક જીવન જીવવું એ બન્નેનો સમન્વય કરવો એ છે. એના સંસ્મરણો મીઠા હોય છે. તેમાં વિદ્યાર્થી એક બીજાની સાથે વિચારોની આપ-લે કરે છે, આદર્શો ઘડે છે અને શું બનવું તેના સ્વપ્નો સેવે છે અને તે સિદ્ધ કરવા મથે છે. નિશાળમાં તો બધા ચાર કે પાંચ કલાક ભેગા રહે; પણ છાત્રાલયમાં ચોવીસે કલાક સાથે રહેવાના એટલે એકબીજાને સારી રીતે ઓળખી શકે અને સંગઠન સાધી શકે. મુખ્ય વસ્તુ તો એ છે કે છાત્રાલયમાં શિસ્તની ખાસ જરૂરિઆત છે. સહકાર અને સંગઠિત બળ એકત્ર કરવા હોય તો શિસ્તની ખાસ જરૂર છે" આવી રીતે શિસ્તપાલન કરાવવાનું ગૃહપતિમાં ખાસ લક્ષણ હોવું જોઇએ. તે ઉપરાંત સ્વાર્થત્યાગ, દયા અને પોતાના હાથ નીચે શિક્ષણ લેતા વિદ્યાર્થીઓની ભાવી ચિંતા અને તેમના સુખ-દુઃખના સાથી બનવાનો ગુણ વગેરે સારા ગૃહપતિમાં હોવા જોઇએ. પોતાનો આબેહૂબ નમૂનો વિદ્યાર્થીઓ બને તેમાં ગૃહપતિની મહત્તા નથી પરંતુ પોતાની સર્વ શક્તિ ખીલવી પોતાના અનુકૂળ રસ્તામાં વિચરે તો જ સંસ્થા ઉન્નત બનવા સંભવ છે. અત્યારે તેટલા જ માટે યાદ દેવડાવવાની જરૂર છે કે સરસ્વતીચંદ્રની અંદર સદ્દગત સાક્ષર શ્રી ગોવર્ધનરામ, મલ્લરાજ પાસે પોતાના પુત્ર વિદ્યાચતુરને જે શિખામણ અપાવે છે તે દરેક ગૃહપતિએ ખાસ લક્ષમાં રાખવા જેવી છે.

મલ્લરાજ કહે છે કે: 'મારા કુંવર પાસે તમને રાખું છું તે કાંઇ એની બુધ્ધિ અંગ્રેજી કરવા નથી રાખતો. એનું વય બહુ જ કોમળ છે માટે એને બહુ સંભાળથી ઊછેરજો. સરત રાખજો કે એને મારે તમારા જેવો બ્રાહ્મણ નથી કરવો કે વૈશ્ય નથી કરવો. બ્રાહ્મણ, વૈશ્ય, મલેચ્છ, અંગ્રેજ અને એવા એવા સર્વ લોકની વિદ્યા એ સમજી જાય અને સર્વની કળા જાણી જાય, સર્વ સાથે પોતાના ધર્મ પાળવા સમજે, એવું એવું સર્વ એને શીખવજો." આવી રીતે સર્વ રીતે યોગ્ય

